

શ્રી રણછોડરાય (ડાકોર)

॥ तवैव वस्तु गोविंद तुभ्यमेव समर्पितम् ॥

—— પૂર્ણમાળા ૐ પુષ્પ પહેલું ——

# આનંદમય જીવનનું રહસ્ય

વ્યવહારમાં રહી
(૧) સંપૂર્ણ જીવન આનંદમય રહે,
(૨) કર્મ કરવા છતાં તેનું બંધન ન થાય,
(૩) જ્ઞાનયોગ અને ભક્તિયોગની સિદ્ધિ થાય,
તે માટેની અનુભવગમ્ય સૂચનાઓ આ ગ્રંથમાં આપેલી છે.

પ્રકાશક
શ્રી કૃષ્ણ કાર્યાલય-રણાપૂર-નર્મદાતટ (બરોડા સ્ટેટ)

## ॥हरिः ॐ॥

# પૂર્ણમાળાની યોજના

પૂર્ણમાળાના પ્રકાશનનો હેતુ વાંચકોને પૂર્ણતા (Perfection of Life)ને પમાડવાનો છે. આથી મનુષ્યનું જીવન કેવા પ્રકારના વર્તનથી પૂર્ણ સુખી થાય ને પૂર્ણત્વને પામે એ સંબંધી તત્ત્વ (Theory) તેમજ અનુભવગમ્ય સૂચનાઓ (Practical suggestions) વાળાં પુસ્તકો જ માત્ર આ માળામાં પ્રસિદ્ધ થશે. આવાં પુસ્તકોમાં સર્વ ધર્મ તથા સંપ્રદાયોને સ્થાન રહેશે.

આ પુસ્તક પૂર્ણમાળાનું પહેલું પુષ્પ છે. તે એક અનુભવી સંતની પ્રસાદી છે. આ પુસ્તકના વાંચનથી હવે પછીના પુસ્તકોની કંઇક અંશે કલ્પના આવશે. આ જ સંતનાં (૧) શરણાગતિ યોગ, (૨) ગીતા-અભ્યાસ, (૩) જ્ઞાનેશ્વરી ગીતા અભ્યાસ વગેરે ગ્રંથો સગવડે પ્રકાશિત થશે; અને ભવિષ્યમાં શ્રીમદ્ ભાગવત, રામાયણ, સંતવાઙ્મય તેમજ ઉત્તમ વિચારકોના ગ્રંથોના અભ્યાસગ્રંથોને પણ પ્રકાશિત કરવાનો વિચાર છે. આવું દરેક પુસ્તક માળાના હેતુ અનુસાર લખાશે. આ સર્વ એવા સ્વતંત્ર ગ્રંથ હશે કે જેમાં મૂળ ગ્રંથોનાં રહસ્ય આવી જશે અને તેથી મૂળ ગ્રંથો વાંચ્યા સિવાય જ તેમનો યથાર્થ ખ્યાલ આવી જશે.

પુસ્તકો ગુજરાતી, હિંદી, મરાઠી તેમજ અંગ્રેજીમાં પણ પ્રસિદ્ધ કરવાનો વિચાર છે. 'આનંદમય જીવનનું રહસ્ય' પુસ્તકની પણ હિંદી અને મરાઠી આવૃત્તિ લખેલી તૈયાર છે, અને અંગ્રેજી ટૂંક સમયમાં તૈયાર થશે. આ બધી આવૃત્તિઓ આર્થિક સગવડે પ્રસિદ્ધિ પામશે.

# ગ્રંથપ્રસિદ્ધિની યોજના

પૂર્ણમાળાની પ્રસિદ્ધિની વ્યવસ્થા ભાગીદારીની યોજના (Share system)થી રાખેલી છે. ભિક્ષાની વૃત્તિ રાખી નથી. દરેક ભાગ (Share) રૂપીઆ એકનો રાખ્યો છે. કોઇપણ માણસ પોતાની શક્તિ અનુસાર જોઇએ તેટલા ભાગ લઈ શકે છે. પુસ્તક પ્રસિદ્ધ થતાં દરેક ભાગીદાર પોતાને ભાગે આવેલાં પુસ્તકોનો પ્રચાર પોતાના મિત્રમંડળમાં કરશે, અને પુસ્તક વાંચનારને પુસ્તક પસંદ પડતાં તે પણ આ માળાનો ભાગીદાર થાય અને એવી રીતે મંડળનો ભંડોળ વધે અને પુસ્તકોનો પ્રચાર થાય એવી આશા છે.

દરેક ભાગીદારનું ખાતું રહેશે, જેમાં એના આવેલા પૈસા જમા થશે. એના પૈસા જમા હશે તેટલી કિંમતનાં પુસ્તકો કોઈપણ વખતે એ મંગાવી શકશે અને તેની કિંમત એના ખાતે ઉધારવામાં આવશે. પુસ્તકો રાખનાર પુસ્તકોની કિંમત આપશે જ તે પૈસા યા પુસ્તકો છ મહિનામાં જે પાછાં આવશે તેના પૈસા તેના ખાતે જમા થશે.

પુસ્તકોનો ટપાલખર્ચ ભાગીદારને શિરે ના પડે એવી વ્યવસ્થા રાખવામાં આવી છે. ગામદીઠ સમસ્ત ભાગીદારો પૈકીમાંથી પસંદ કરાયેલા એકને સરનામે દરેકનાં સામટાં પુસ્તકો મોકલવામાં આવશે જેથી મંડળને પણ ખર્ચનું ભારણ ઓછું રહેશે. પુસ્તકપ્રસિદ્ધિની જાણ બહારગામના દરેક ભાગીદારને આવા સરનામા દ્વારા જ થશે.

આ યોજનામાં ભાગીદાર થનાર દરેક જણ પોતાની શક્તિ પ્રમાણે ભાગ નોંધાવી આવાં ઉત્તમ પુસ્તકોની પ્રસિદ્ધિમાં પોતાથી બનતી મદદ કરે એવી આશા છે.

# નિવેદન

આ કૃતિ એક અનુભવી સંતની પ્રસાદી છે. એક ચાતુર્માસમાં શ્રી ડાકોરધામમાં એમણે નિવાસ કર્યો હતો ત્યારે એક મુમુક્ષુભાઈ, જેણે આધ્યાત્મિક પુસ્તકોનો ઠીકઠીક અભ્યાસ કર્યો હતો અને સત્સંગ પણ ઠીક કરેલો, તે તેમને મળ્યા અને પ્રશ્ન કર્યો કે "હું જે સમજ્યો છું તે આચરણમાં કેવી રીતે મૂકાય અને તે માટે શો ઉપાય કરવો?" આ સંતે એ ભાઈને તે સમજાવ્યું અને એમનું સમાધાન કર્યું. પછી એ ભાઈની વિનંતીથી જ, એમને જે કંઈ સમજાયું હતું તે બધું લખાયું તે જ આ કૃતિ છે. ગયો ચાતુર્માસ પૂજ્યશ્રીએ અહીં અમદાવાદમાં ગાળેલો ત્યારે અમે કેટલાક ભાઈઓ તેમના સમાગમમાં આવ્યા. અમે બધા જોકે ભિન્નભિન્ન પ્રકૃતિને લીધે પ્રેમાભક્તિ, શરણાગતિ, જ્ઞાનનિષ્ઠા, કર્મયોગ વગેરે ભિન્નભિન્ન રૂચિવાળા હતા, છતાં અમારા બધાનું સમાધાન ઘણી જ સરળતાથી થયું અને પરમાર્થ કેટલો સરળ છે તે સમજાયું તથા ટૂંક સમયમાં અમારા લોકોમાં જીવનપલટો ઘણો થયો. જોકે હજુ પણ અમારામાં ઘણી અપૂર્ણતાઓ તો છે, છતાં પણ ભગવાન કૃપાથી પૂર્ણતા પ્રાપ્ત થવાની અમને પૂર્ણ ખાત્રી છે. આ પ્રસાદીનો લાભ અમારા બીજા ભાઈઓને મળે એવી શ્રી રામની પ્રેરણાથી પુસ્તક રૂપે અમે એને પ્રસિદ્ધ કરીએ છીએ, જેના વાંચનથી લોકોને પણ પરમાર્થ અનુભવમાં આણવો કેટલો સહેલો છે તે સમજાશે અને એમ થતાં અમે એમ માનીશું કે અમારો આ શ્રમ ફળીભૂત થયો છે.

**રતિલાલ કેશવલાલ દેશાઈ** એડવોકેટ
**મોહનલાલ માણેકલાલ શાહ**

અમદાવાદ
પૂર્ણિમા, પોષ-૯૮



ब्रह्मानंदं परमसुखदं केवलं ज्ञानमूर्तिं
द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम् ।
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं
भावातीत त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥ १
गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।
गुरुः साक्षात्परब्रह्म तस्मै श्री गुरवे नमः ॥ २
अज्ञानतीमिरान्धस्य ज्ञानांजनशलाकया ।
चक्षुरुन्मीलितं येन तस्मै श्री गुरवे नमः ॥ ३
वंदे **भगवन्तं** नित्यं गुरुं **शंकर**रूपिणम् ।
यमाश्रितोहि वक्रोऽपि चंद्रः सर्वत्र वंद्यते ॥ ४
बंसीविभूषितकरान्नवनीरदाभात्
पीतांबरादरुणबिंबफलाधरोष्ठात् ।
पूर्णेन्दुसुंदरमुखादरविंदनेत्रात्
कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने ॥ ५
यो ब्रह्माणं विदधाति पूर्वं
यो वै वेदांश्च प्रहिणोति तस्मै ।
तं ह देवमात्मबुद्धिप्रकाशं
मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥ ६
एकीभूतं गुप्तवित्तं श्रुतीनां
पुंजीभूतं प्रेम गोपांगनानाम् ।
मूर्तीभूतं भागधेयं यदूनां
श्यामीभूतं ब्रह्म मे संनिधत्ताम् ॥ ७
भूतैर्महद्भिर्य इमाः पुरो विभु—
निर्माय शेते यदमूषु पूरुषः ।
भुंक्ते गुणान्षोडशषोडशात्मकः
सोऽलंकृषिष्ट भगवान्वचांसि मे ॥ ८

હરિઃ ૐ

બ્રહ્માનંદ સ્વરૂપ, પરમ સુખ આપનાર, કેવળ જ્ઞાનની મૂર્તિ, દ્વંદ્વથી પર, આકાશવત્ નિર્લેપ, 'તત્ત્વમસિ' આદિ મહાવાક્યોથી લક્ષિત, એક, નિત્ય, શુદ્ધ, અચળ, સર્વ પ્રકારના જ્ઞાનના સાક્ષી, સર્વ પ્રકારના ભાવથી પર, ત્રણે ગુણોથી મુક્ત એવા શ્રી સદ્ગુરુને હું પ્રણામ કરું છું. ૧.

ગુરુ બ્રહ્મા, ગુરુ વિષ્ણુ અને ગુરુ જ શંકર ભગવાન છે. એટલું જ નહિ પણ ગુરુ જ પ્રત્યક્ષ પરબ્રહ્મ છે. એવા શ્રી સદ્ગુરુને હું પ્રણામ કરું છું. ૨.

જ્ઞાનરૂપી અંજન શલાકા વડે અજ્ઞાનરૂપી અંધકારથી આંધળાં થએલાં એવાં મારાં નેત્ર જેમણે ઉઘાડ્યાં છે એવા શ્રી સદ્ગુરુને હું પ્રણામ કરું છું. ૩.

નિત્ય એવા ગુરુ **શંકર ભગવાન**ને હું વંદન કરું છું કે જેના આશ્રયથી જ વક્ર હોવા છતાં પણ ચંદ્ર સર્વત્ર વંદ્ય બને છે. ૪.

બંસીથી સુશોભિત કરવાળા, નવમેઘ જેવી કાંતિવાળા, પીતાંબર ધારણ કરેલા, અરુણ સૂર્યના જેવા ઓઠવાળા, પૂર્ણચંદ્ર જેવા સુંદર મુખવાળા અને અરવિંદ નેત્રવાળા શ્રી કૃષ્ણથી પર તત્ત્વ બીજું કંઈ છે એમ હું જાણતો નથી. ૫.

જેમણે પહેલાં બ્રહ્માને ઉત્પન્ન કર્યા અને જેમણે વેદોને પ્રકાશ્યા એવા મારી બુદ્ધિના પ્રકાશ સ્વરૂપ ભગવાનને મોક્ષાર્થી એવો હું શરણે જાઉં છું. ૬.

જેમાં શ્રુતિની ગુપ્ત સંપત્તિ એકત્ર થઈ છે, જેમાં ગોપીઓનો પ્રેમ ઘનીભૂત થયો છે, જેમાં યાદવોના મહાભાગ મૂર્તિમાન થયા છે, જેમાં નિર્ગુણ સચ્ચિદાનંદ બ્રહ્મ શ્યામ સ્વરૂપે પ્રગટ થયા છે એવા શ્રી કૃષ્ણચંદ્ર ભગવાન મારી નિકટમાં સદા વસો. ૭.

જે વ્યાપક ભગવાન પંચમહાભૂતોથી આ જુદાજુદા શરીરો નિર્માણ કરી તેમાં અંતર્યામી રૂપથી નિવાસ કરે છે અને મન, દશ ઇન્દ્રિઓ અને પાંચ પ્રાણોમાં રહી તેમના સોળ વિષયોને ભોગવે છે તે ભગવાન મારી વાણીને વિભૂષિત કરો. ૮.

# અનુક્રમણિકા

— ૧ —

## ભૂમિકા

આનંદ માટે જ ભૂત માત્રની પ્રવૃત્તિ હોય છે છતાં દરેકને સંસાર દુઃખમય લાગે છે. તેમને જ્યાં જુઓ ત્યાં દુઃખ જ દુઃખ જોવામાં આવે છે, કંઈ સમાધાન થતું દેખાતું નથી, જીવન વિષમ દેખાય છે.

આ માટે મોટા મોટા લોકોએ ઘણા ઉપાયો અજમાવ્યા છે. છતાં સ્થિતિ એમની એમ રહી છે. વ્યક્તિગત પ્રયત્ન નિષ્ફળ જવાથી સામુદાયિક પ્રયત્નો થયા; પરંતુ એ પણ નિષ્ફળ નીવડ્યા.

સ્વાર્થી જીવનને લીધે સંસારમાં દુઃખ દેખાય છે, તેથી પરોપકાર (બીજા માટે–સમાજ માટે કામ કરવું) એટલે કર્મયોગ કરવા કોઈ કહે છે; તો કોઈ ઉચ્ચ નૈતિક જીવન ગાળવા કહે છે; કોઈક રાજનૈતિક તો કોઈક આર્થિક પરિવર્તન ઉપર ભાર આપે છે, કોઈક શ્રમવિભાગ ઉપર તો કોઈક સંપત્તિના સમાન વિભાગ પર ભાર આપે છે; આવી રીતે ઘણા બાહ્ય ઉપાયો અજમાવવામાં આવ્યા પણ કોઈથી સંપૂર્ણ સુખનો ઉપાય સિદ્ધ ન થયો. તો પછી શું સંસાર જ સુખમય નથી? શું સંસાર બનાવનારે એને દુઃખમૂલ જ બનાવ્યો છે? એવું માનવાથી તો બનાવનારજ

દોષિત ઠરશે; પણ એ બરાબર નથી. કર્તાએ તો સંસાર દુઃખમય નથી બનાવ્યો, પણ સુખમય જ બનાવ્યો છે. તો પછી બધાને સુખમય કેમ નથી થતો? શું કોઇને સુખમય સંસારનો અનુભવ થયો છે? હા, થયો છે. ઇતિહાસ કહે છે કે રાજા જનક યથાયોગ્ય રાજ્ય કરતા છતાં પૂર્ણ સુખી હતા. એમનો સંસાર દુઃખમય નહિ. પણ સુખમય જ હતો. આ તો એક ઉદાહરણ છે. પ્રાચીન કાળમાં એવા અનેક ઋષિમુનિઓ હતા, જેમનું જીવન પૂર્ણ સુખમય જ હતું, અને અત્યારે પણ એવા કેટલાક જ્ઞાની મહાત્માઓ છે.

તો હવે વિચાર થાય છે કે એમની પાસે એવું કયું સાધન છે કે જેનાથી તે પૂર્ણ સુખી છે. તપાસ કરતાં એમ માલમ પડે છે કે એ લોકોનું જીવન પારમાર્થિક હોય છે અને તેથી જ તે પૂર્ણ સુખી હોય છે.

આ પરમાર્થ શું છે? આજકાલ પરમાર્થનું નામ લેતાં જ એવો વિચાર આવી જાય છે કે પરમાર્થ એટલે સંસારત્યાગ (અર્થાત્ સ્ત્રી, પુત્ર, ઘર તેમજ બધો વ્યવહાર છોડી દઈ બાવા થવું તે), સંસારથી જુદા થઈ જંગલમાં જઇ એકાંતમાં રહેવું તે. પરંતુ સાથેસાથે એમ પણ વિચાર આવી જાય છે કે જે લોકો આવી રીતે સંસારત્યાગ કરી પરમાર્થ ગ્રહણ કરે છે એમના તરફ જોઇએ તો એમનું જીવન પણ આપણા જેવું જ દેખાય છે. ફક્ત પ્રકાર જુદો.

કામ, ક્રોધ, લોભ, ભય, મદ, મત્સર, ઈર્ષા, રાગદ્વેષ, માન, અપમાન, પોતાનું, પારકું વગેરે જે વિચાર સંસારી લોકોમાં જોવામાં આવે છે, તે જ આવા પારમાર્થિક માર્ગના લોકોમાં પણ દેખાય છે. કેવલ બાહ્ય રૂપમાં ફરક છે, અંદર નથી. કોઇએ દાઢી, જટા રાખી છે, તો કોઇએ મુંડન કરાવ્યું છે. કોઇએ કફની તો કોઇએ કાષાય ધારણ કર્યાં છે. કોઇકે કપાળે ટીલું અને ગળામાં કંઠીમાળા ધારણ કર્યા છે. તો કોઇકે શિખાસૂત્રનો ત્યાગ કર્યો છે. કોઈ જપ કરે છે, કોઈ તપ કરે છે, કોઈ પ્રાણાયામ કરે છે. કોઈ સમાધિ લગાવે છે, કોઈ જોરજોરથી (મોટેથી) કીર્તન કરતો નાચતો દેખાય છે. કોઇનાં નેત્રમાં અશ્રુપાત અને શરીરે રોમાંચ વગેરે સાત્ત્વિક ભાવ દેખાય છે. કોઈ કથા-કીર્તન કરતો દેખાય છે. તો કોઈ કલાકો સુધી દેવસેવા કરતો દેખાય છે. કોઈ નમાજ પઢતો દેખાય છે. કોઈ પ્રાર્થના કરતો દેખાય છે, કોઈ શાસ્ત્રનું શ્રવણમનન કરતો દેખાય છે. એમ વર્ષો વીતી જાય છે. જીવન પૂરું થાય છે. છતાં અંદરની કામનાઓ એમની એમ જ બની રહે છે. વિકાર કાંઇ જતા નથી. આવી સ્થિતિ હોવાથી પરમાર્થ પરથી શ્રદ્ધા ઊઠી જાય છે. સર્વસાધારણની વાત જવા દો. મોટા મોટા મહાત્માઓને પણ આવો જ અનુભવ થયો છે, ત્યારે પરમાર્થ ઉપર શ્રદ્ધા કેમ બેસે? શ્રદ્ધાને બદલે આવા પરમાર્થ પર ઘૃણા જ થાય છે, એનો નાશ

કરવાની વૃત્તિ થાય છે. અને એ જ વાત આજકાલ રશિયા, તુર્કસ્તાન વગેરે દેશોમાં દેખાય છે. હિંદુસ્તાનમાં પણ આવી પ્રવૃત્તિ થઈ ગઈ છે. આમાં સમાજનો શો દોષ? તો પછી શું પરમાર્થ માર્ગ જ એવો છે? ના, ના. પરમાર્થ એવો નથી. જે ખરો પરમાર્થ છે, તેની અંદરનો જે પ્રાણ છે, તે જતો રહ્યો છે. એટલે હાલ દેખાતો પરમાર્થ નિષ્પ્રાણ અને ચૈતન્યહીન છે, હવે એ પ્રાણ શું છે તેનો જ વિચાર આ ગ્રંથમાં કરવામાં આવ્યો છે. જો આ પ્રાણની ફરી પ્રતિષ્ઠા થાય, તો જ આજકાલનો નિષ્પ્રાણ પરમાર્થ જીવંત થાય. એટલે આજ પણ સંસાર સુખમય થાય.

સાચા પરમાર્થ માટે દુન્યવી વ્યવહાર છોડવાની કંઈ પણ જરૂર નથી. તે ભલે જેમનો તેમ ચાલુ રહે; ફક્ત આંતરિક જીવનમાં થોડો પલટો અવશ્ય કરવો પડશે. એ માટે કાંઈ અતિશય શ્રમની જરૂર નથી, કેવળ થોડા વિચારની જ જરૂર છે, જેથી દુઃખમય લાગતું જીવન પૂર્ણ સુખમય જ માલમ પડશે. આ વિચાર પણ કંઈ બહુ ગહન નથી, પણ એ વિચાર કરતાં પહેલાં તમારાં પોતાનાં જૂનાં મંતવ્યો થોડા વખત માટે બાજુએ મૂકી તમારી સામે જે વિચાર મૂકવામાં આવે તેનો સ્વતંત્રતાથી વિચાર કરવો જોઈએ. કેમકે પોતાના મતોનો આગ્રહ રાખીને અર્થાત્ એક વિશેષ દૃષ્ટિકોણથી જો ગ્રંથને જોશો તો એનો વિચાર યથાર્થ ગ્રહણ નહિ થાય, ઊલટું જેમ પોતાનાં ચશ્માંના

રંગની જ બધી વસ્તુઓ દેખાય છે તેમ આનું પણ થશે. ઘણી વખત વિદ્વત્તાના ગુપ્ત અભિમાનને લીધે બીજાનું મંતવ્ય સાંભળવાની સહિષ્ણુતા જ નથી રહેતી. એવું ન હોવું જોઇએ. નિષ્પક્ષ બુદ્ધિથી ગ્રંથનું મનન કરતાં જો એના વિચારો યોગ્ય લાગે તો તે પ્રમાણે એને પ્રત્યક્ષ આચરણમાં મૂકવા જોઇએ, જે તદ્દન સરલ છે. એટલું જ કે તમારા જૂના મતો વચમાં જ કૂદી પડે છે તેને સંભાળતા રહેવું જોઇએ. જણાવેલ વિચારોનું આચરણ કરતાં તમને પણ અનુભવ થશે કે સંસાર સુખમય છે, દુઃખમય પોતાની ભૂલોથી જ થયો હતો.

## આ ગ્રંથની ખાસ વિશેષતાઓ

(૧) શાસ્ત્રમાં વિષયોનું પ્રતિપાદન એટલું ગહન હોય છે કે એને સમજવાને ઘણું કષ્ટ વેઠવું પડે છે; છતાં તે બરાબર સમજાતું નથી. આ ગ્રંથની ભાષા સહેલી છે, સમજાવવાની પદ્ધતિ પણ એવી છે કે જે સર્વસાધારણને પણ સહજ સમજમાં આવી જાય.

(૨) આમાં જે જે વાતો સમજાવી છે તે બધી અનુભવેલી છે. સંસારની કોઇપણ પરિસ્થિતિનો માણસ એ જ પરિસ્થિતિમાં રહીને એનો અનુભવ કરી શકે છે. એટલું જ કે આમાંના સિદ્ધાંતો કેવળ સમજવાથી કાર્ય નહિ થાય. તે પ્રમાણે વર્તવું જોઇએ. નહિ તો સિદ્ધાંત સિદ્ધાંત જ રહી જશે. વર્તન કરવું અઘરૂં નથી, એ જાતઅનુભવ છે.

(૩) ધર્મમાં જેમની રુચિ નથી, અંધશ્રદ્ધાળુ ન હોવાનું જેમને અભિમાન છે, વળી જેમને ઈશ્વરમાં અને શાસ્રમાં શ્રદ્ધા નથી, તેમને માટે તો આ અણમોલ ગ્રંથ છે. અહીંયાં અંધશ્રદ્ધાનું કામ નથી. શાસ્રમાં અને ઈશ્વરમાં શ્રદ્ધા રાખવાનું કહ્યા વગર જ સ્વતંત્ર વિવેચનથી બધું સિદ્ધ કરવામાં આવ્યું છે. છતાં તે શાસ્ર વિરુદ્ધ તો નથી જ.

# ૨

## સુખની શોધ

દુઃખ જરા પણ ન થાય, અને હમેશાં સુખ જ રહે એવું પ્રાણી માત્ર ચાહે છે. તે માટે જ તેની બધી પ્રવૃત્તિઓ હોય છે. પરંતુ અનુભવ એવો છે કે સુખ ઘણું થોડું મળે છે અને બાકીનું બધું દુઃખ જ હોય છે. ત્યારે વિચાર થાય છે કે આવું કેમ થાય છે. સુખને માટે બધી પ્રવૃત્તિઓ થાય છે, દુઃખને માટે નહિ. તો પછી ઊલટું કેમ થાય છે? એના પર વિચાર કરતાં એમ માલૂમ પડે છે કે કોઈ પણ કૃત્ય કરતા પહેલાં તે સંબંધી પૂરો વિચાર જ કરવામાં આવતો નથી. પહેલાં તો વિચાર કરવા માટે યોગ્ય પૂર્ણ શક્તિ જ હોતી નથી. અને તેમાં પછી પૂર્વગ્રહ, રાગદ્વેષ, કામક્રોધાદિક ષડ્વિકાર (દ૯) ધનાસક્તિ વગેરે દોષોથી બુદ્ધિ મલિન હોય છે. તેથી પ્રથમ આ દોષોને દૂર કરવા જોઈએ. બીજું અનુભવી વડીલોની સહાયતા લેવી જોઈએ, તેમની સલાહઅનુસાર વિચાર કરવો જોઈએ. કદાચ એમના વિચાર આપણી અલ્પ અને અનુભવ વગરની (અનનુભવી) બુદ્ધિને ઠીક ન લાગે તો તેમનાં વચનોમાં શ્રદ્ધા રાખવી જોઈએ. અને તે પ્રમાણે કામ કરવું જોઈએ. તેમાં પ્રમાદ આવી જાય તો

તેનો ત્યાગ કરી પૂર્ણ ધૈર્યથી કાર્ય કરવું જોઇએ. આમ કરતાં કાર્યની સફળતાની કાંઈક આશા હોય. કાંઈક આશાનું કારણ એમ છે કે કાર્યની સફલતા કેવળ કર્તા ઉપર જ અવલંબિત નથી. બીજા લોકો જોડે એનો સંબંધ હોય છે; તેમની અનુકૂળતાની આવશ્યકતા હોય છે. તે માટે ઘણાં કષ્ટો સહન કરવાં પડે છે એ સિવાય એ કાર્યનાં સાધનો શુદ્ધ હોવાં જોઇએ, જે મળવાં આજકાલ ઘણાં કઠણ થઈ ગયાં છે. અને એમ છતાં પણ એ બધું પ્રારબ્ધાધીન હોય છે. પ્રારબ્ધ–કાલ અનુકૂળ હોય તો ઠીક, નહિ તો બધું જ પ્રતિકૂલ. એટલે કાર્યની સિદ્ધિમાં પ્રથમ તો ઘણું દુઃખ છે અને તેમ છતાં એની સંપૂર્ણ સિદ્ધિની આશા કરવી વ્યર્થ જ છે. ઠીક, કાર્ય સફલ થયા પછી પણ થોડા સુખ સાથે દુઃખની પરંપરા તો હોય છે જ. કાર્ય નષ્ટ થયા પછી તો પૂછવું જ શું ? દુઃખ જ દુઃખ. સુખનું નામનિશાન નહિ. એટલે કાર્યસિદ્ધિના આરંભમાં દુઃખ, ભોગને સમયે દુઃખ, અને અંતે એટલે એના વિનાશ પછી પણ દુઃખ. એમ કાર્ય આદિ, મધ્ય અને અંતમાં દુઃખથી જ ભરેલું હોય છે. સુખનો અનુભવ તો ઘણો થોડો હોય છે. તે પ્રમાણે કોઇ પણ વસ્તુનો વિચાર કરો, સુખને માટે આપણે તેની ચાહ (આસક્તિવાળી ઇચ્છા) કરીએ, પ્રાપ્ત કરીએ, પણ વસ્તુપ્રાપ્તિના પ્રયત્નમાં આરંભમાં દુઃખ, પ્રાપ્ત થયા પછી તેનું રક્ષણ કરવા સહન કરવાં

પડતાં દુઃખ અને પછી તેનો નાશ થતાં દુઃખ. જન્મથી લઈ મરણ સુધી આ સંસારમાં થોડા સુખની સાથે ઘણું દુઃખ જ ભોગવવું પડે છે. જ્યારે મનુષ્ય અતિશય દુઃખી થાય છે, પ્રયત્નો કરવા છતાં દુઃખો દૂર થતાં નથી, ત્યારે આ દુઃખોમાંથી મુક્ત થવા આ સંસાર બહાર એની દૃષ્ટિ જાય છે; અને તે દિશાએ તે પ્રયત્ન કરે છે.

હવે તે દેવીદેવતાની માનતા રાખે છે, સાધુસંતોની પાસે જાય છે, એની એવી ધારણા હોય છે કે દેવીદેવતા યા સાધુસંત પ્રસન્ન થાય, આશીર્વાદ આપે તો દુઃખ દૂર થાય. પરંતુ અનુભવ એવો છે કે આવો પ્રયત્ન કરવા છતાં પણ દુઃખ તો એમનું એમ જ રહે છે. જોકે એમના આશીર્વાદોથી સુખના સાધનભૂત ઈષ્ટ વસ્તુની પ્રાપ્તિ થાય છે. પણ તેનાથી ઉપરઉપર થોડું દુઃખ ઓછું થતું દેખાય છે એટલું જ.

પછી માણસ વિચાર કરે છે કે કેવળ દેવીદેવતાની માનતાથી અને મહાત્માઓના આશીર્વાદથી કામ નહિ ચાલે, તે આગળ વધે છે, અને પોતે કંઈ કરવાનો નિશ્ચય કરે છે. હવે બહાર ફાંફાં મારવાને બદલે એ અંદરનાં સાધનોનો આરંભ કરે છે. દેવસેવા, જપતપ, ઉપવાસ, કથાશ્રવણ, ભજનકીર્તન, પ્રાણાયામ, ધ્યાન, સમાધિ વગેરે આંતરિક સાધનોમાં એનું ચિત્ત જાય છે; કાંઈક સમાધાન થાય છે. વર્ષો સુધી એમાં જ મંડ્યો રહેવા

છતાં અંતમાં એને નિરાશ જ થવું પડે છે, તોપણ દુઃખની પરંપરા તો હોય છે જ.

હવે એણે આની પણ પાર જવું જોઇએ, પોતાના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન મેળવી લેવું જોઇએ. સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થતાં દુઃખો આપોઆપ નિવૃત્ત થાય છે. પછી કદી પણ દુઃખો આવતાં નથી, જીવન સુખમય થાય છે. જ્ઞાની મહાત્માઓનો આવો અનુભવ છે. આ સ્વરૂપનું યથાર્થ જ્ઞાન શું છે, અને તે કેવી રીતે પ્રાપ્ત થાય, તેનો વિચાર આગળ ગ્રંથમાં કર્યો છે.

હવે કોઇને આમ જીવનમાં દુઃખનો અનુભવ ન થયો હોય તોપણ એમને જે સુખ થાય છે તે અસ્થિર હોય છે, શાશ્વત હોતું નથી. તેથી તેની ખોજની ચિંતા હોય છે જ. સ્થાયી પરમ સુખ તો સ્વરૂપના યથાર્થ જ્ઞાનથી જ થાય છે.

२३३७७

# ३

## વિકારમાં દુઃખ અને નિર્વિકારમાં સુખ

ગાઢ નિદ્રામાં બધાને અનુભવ છે કે ત્યાં યત્કિંચિત્ પણ દુઃખ રહેતું નથી, એટલું જ નહિ પણ પરમ સુખ યા આનંદ જ ત્યાં હોય છે, જો કે તે વખતે તે સુખનું ભાન રહેતું નથી; કારણ ભાનની ઇંદ્રિય ત્યાં લીન રહે છે. તે ત્યાં કામ પર નથી રહેતી. નિદ્રા પછી જાગૃતિમાં જ્યારે તે ઇંદ્રિય કામ ઉપર આવે છે ત્યારે તમને ભાન થાય છે કે તમે પરમ આનંદમાં હતા. આ સુષુપ્તિમાં જે આનંદ હોય છે તે હમેશાં જ રહે છે. તે નિદ્રામાં હોય છે તેમ જાગૃતિમાં હોય છે; ગાઢ નિદ્રામાં હોય છે. તેમ સ્વપ્નામાં પણ હોય છે. પછી ભલે કોઈ વખતે એનું ભાન થાય, તો કોઇ વખતે ન થાય. રાગદ્વેષ, સુખદુઃખ વગેરે વિકારોથી આચ્છાદિત થવાથી કેટલીક વખતે ભાન ન થાય. છતાં તે હમેશાં અવશ્ય રહે છે. એ આનંદના અસ્તિત્વનો કદી પણ નાશ થતો ન હોવાથી એને સત્ પણ કહે છે. સત્ યાને જે હમેશાં છે (જેનો કદી પણ નાશ થતો નથી) તે. અને તે જીવંત છે તેથી એને ચેતન પણ કહે છે. એવી રીતે જુદાંજુદાં દૃષ્ટિબિંદુથી તે એક જ સત્, ચિત્ અને આનંદ કહેવાય છે.

આનંદ હોવા છતાં પણ વિકારયુક્ત મન દ્વારા તે પ્રગટ દેખાતો નથી. જો મન શુદ્ધ રહે તો આનંદ હમેશાં સ્વાભાવિક જ પ્રગટ રહે. દૂધ, ઘી, પાણી, હવા વગેરે જો શુદ્ધ હોય તો તે દુઃખના હેતુ થતાં નથી, પણ વિકારી થતાં તે અવશ્ય દુઃખ આપે છે એટલે વિકાર જ દુઃખનો હેતુ છે. જાગૃત અવસ્થામાં કામ કરનાર મન, ઇંદ્રિય, શરીર જો જરા પણ વિકારી ન થાય તો આપણને કદી પણ દુઃખનો અનુભવ ન થાય. દુઃખના આવરણથી જ આનંદનો ભોગ થતો નથી, બાકી તે હમેશાં રહે છે, તેનો નાશ નથી, તે અવિનાશી છે. એટલે એમ સિદ્ધ થયું કે જો મન, ઇંદ્રિય, શરીર આ સાધનો શુદ્ધ રહે અર્થાત્ પોતાનાં કામ ઠીકઠીક કરે તો આનંદનો ભોગ સદા રહે. એટલે જીવ હમેશાં આનંદી રહે. એના આનંદનો કદી પણ ભંગ ન થાય. તેથી મન, ઇંદ્રિય અને શરીરના વિકારોને દૂર કરવા એ અત્યંત આવશ્યક છે. ત્યારે આ વિકારો કેમ બને છે, અને તેમને દૂર કરવા કયા ઉપાયો કરવા જોઇએ, એનો વિચાર કરીએ.

યોગ્ય અને શુદ્ધ આહારવિહારના અભાવથી શરીરમાં વિકાર થાય છે. નિયમિત શુદ્ધ સાત્ત્વિક આહાર, પરિમિત નિદ્રા, અને શુદ્ધ આચારવિચારથી શરીરમાં વિકાર નહિ થાય. અને જે પહેલાંથી છે તેમને માટે ઉપવાસાદિ શાસ્ત્રીય ઉપાય યોજવા પડશે. જેવી રીતે અશુદ્ધ અતિ

આહારથી શરીર વિકૃત થાય છે, તેવી જ રીતે વિષયોના અશુદ્ધ અને અતિભોગથી ઇંદ્રિયો પણ વિકારી થાય છે. દાખલા તરીકે સ્વાદેન્દ્રિય લો. દૂધ, ફળ, દાળ, ભાત, શાક વગેરે બધા પદાર્થોના મૂળ શુદ્ધ સ્વાદ આપણી સ્વાદેન્દ્રિય નથી લઈ શકતી, કેમકે આપણે આ વસ્તુઓને એના મૂળ સ્વરૂપમાં સ્વાદેન્દ્રિયને આપતા જ નથી. મીઠું, મરચું, મસાલો, આમલી, ખાંડ વગેરે મૂળ વસ્તુના ખરા સ્વરૂપને બગાડનારી માત્રા વધતાં વધતાં એટલી વધી જાય છે કે પછી સ્મરણમાત્રથી ઇંદ્રિય જાગૃત થાય છે, જીભમાં પાણી છૂટવા માંડે છે એટલે વગર ભોગે જ એમને કામ કરવું પડે છે. એમનો બોજો વધી જાય છે. એવી રીતે અયોગ્ય ભોગથી તેમજ અતિભોગથી ઇંદ્રિયો બગડી જાય છે.

શરીર અને ઇંદ્રિયો મનને આધીન છે. એમની બધી ક્રિયાઓ મનને લીધે જ થાય છે. તેથી જો મન શુદ્ધ રહે તો આ બધાં આપોઆપ શુદ્ધ રહી શકે. એટલે ખરા મુદ્દાની વાત તો મનની શુદ્ધિની જ છે. તેથી એની જ શુદ્ધિનો ખાસ વિચાર કરીએ. પ્રથમ નીચે આપેલા મનના વિશેષ ધર્મો ખૂબ યાદ રાખવા જોઈએ:

(૧) મનની આગળ જે વિષય મૂકો તેમાં જ એ રમી જાય છે, પછી એ વિષય ગમે તે હોય. કેમકે મન નવીનપ્રિય હોય છે, એમાં કંઈ નવું હશે એમ જાણવાનું એને

કુતૂહલ હોય છે. આથી જ પ્રથમ જે સુખનો એને અનુભવ થાય છે તે પછી ધીમે ધીમે ઓસરતો જાય છે.

(૨) જો કોઈ કારણસર કોઈ વિષય પ્રથમ ન રુચે તોપણ અભ્યાસથી એ રુચે છે.

(૩) કોઈ પણ વિષય હોય, મન એને જેટલું ભોગવશે તેટલી એની આસક્તિ વધશે. આ આસક્તિ જ્યારે ઘણી વધી જાય છે ત્યારે વગરપ્રયત્ને મન તે વિષયને ભોગવે છે. સ્થૂલ વિષય ન મળતાં સૂક્ષ્મ વિષયમાં જ રમમાણ થઈ જાય છે.

(૪) મન અનુકરણ ઘણું જલદી કરે છે, તેથી સંગતની અને ચારે તરફના વાતાવરણની તેના પર ઘણી જલદી અસર થાય છે.

(૫) વિષયના રસ સંબંધી કાંઈક કલ્પનાઓ પૂર્વના સંસ્કારથી, કાંઈક આસપાસના વાતાવરણના સંસ્કારથી, તો કાંઈક આપોઆપ સહજ ઉત્પન્ન થાય છે. આજ રસવિષયક કલ્પનાઓ મનુષ્યને સુખ આપે છે, આ સુખના અનુભવથી, એ વિષયના સહવાસથી, એ વિષય સંબંધી જે કલ્પનાઓ કરી હતી, તેના વિશેષ મનનથી, એ વિષય-નો ધ્યાસ લાગે છે. અને પછી એમાં તે આસક્ત થાય છે. દરેક વખતનો વિષયભોગ અને એની કલ્પનાઓ પોતાના સંસ્કાર પછવાડે મૂકતાં જાય છે. આ સંસ્કાર જ મનની આગળ પોતાના વિષયનો આખો ચિતાર ખડો

કરી દે છે. તેથી આસક્તિ બળવાન થાય છે. આસક્તિથી તે વિષયની એને કામના થાય છે. એ વિષયનાં અનુકૂળ સાધનોમાં રાગ અને પ્રતિકૂળ સાધનોમાં દ્વેષ, આડે આવનાર વિષયોથી ક્રોધ થાય છે. થોડા વિષયોથી તૃપ્તિ થતી નથી, તેથી એ વિષયનો લોભ ઉત્પન્ન થાય છે, એ વિષયનો કંઇ અભાવ ન થઇ જાય એમ ભય ઉત્પન્ન થાય છે. આવી રીતે આસક્તિથી બધા દોષો ઉત્પન્ન થાય છે. આ દોષોથી મન વિકારી થાય છે, અશુદ્ધ થાય છે. અશુદ્ધ મન જ સર્વ દુઃખોનું મૂળ છે. તેથી હવે એ મન શુદ્ધ કેમ થાય એનો ઉપાય જોઇએ. જે કારણોથી તે અશુદ્ધ થયું છે તે કારણોને દૂર કરવાથી તેની આગળ ઉપર થનારી (થતી) અશુદ્ધિઓ અટકી જશે. પણ આ કારણોને દૂર કરવાં એ કંઇ સહેલું નથી. એ માટે ખાસ ઉપાય યોજવા પડશે. તેથી આ કારણો દૂર થાય એટલે નવી થતી અશુદ્ધિઓ બંધ થાય; અને જે અશુદ્ધિઓ પહેલાંથી આવી ગઇ છે તેને દૂર કરવા માટે શું કરવું જોઇએ તેનો વિચાર કરીએ.

વિષયીઓની સંગત, વિષયી વાતાવરણ, અને વિષય સંબંધી શ્રવણનો ત્યાગ કરી, સત્સંગતિ, સદ્વાતાવરણ, સચ્છ્રવણ કરવાં એ સૌથી પહેલો ઉપાય છે. મહાત્માઓની સાથે રહેવાથી એમનું અનુકરણ મન એકદમ સહેજે કરવા લાગે છે. આ સાવ સરળ ઉપાય છે. સચ્છાસ્ત્રનું શ્રવણ કરો, અને સદ્વાતાવરણ પેદા કરો. મનની એ વિશેષતા છે કે

એની આગળ જે કંઈ મૂકો તેની અંદર જ એ રમમાણ થઈ જાય છે. જો પ્રથમ એમાં રસ ન પડે તો અભ્યાસથી ધીરે ધીરે એમાં રસ પડશે. ખૂબ શ્રવણથી મનન થાય છે, અને ખૂબ મનનથી નિદિધ્યાસ આપોઆપ થશે. ધ્યાસ લાગશે એટલે એમાંજ એનો સંગ થશે. જેમ સંગ વધશે તેમ પ્રથમના વિષયોનો સંગ ઓછો થશે. પ્રથમના સંસ્કારનો નાશ તો નહિ થાય, પણ તે દબાઈ જરૂર જશે. પરંતુ દબાવાથી કામ નહિ થાય. કેમકે પછી જ્યારે જ્યારે એના સહાયક વિષય આગળ આવશે ત્યારે ત્યારે તે સંસ્કાર જાગૃત થશે; સંસ્કાર રસવૃત્તિને જાગૃત કરશે, તેમાંથી આસક્તિ ઉત્પન્ન થશે ને પછી એ વિષયની કામના થશે.

તેથી આ સંસ્કારોનો નાશ થાય એ પરમ આવશ્યક છે. એને માટે એમ કરવું જોઈએ કે એ વિષયના દોષ ખૂબ વિચારવા. આમાં એક વાત ખાસ યાદ રાખવાની કે જ્યાં સુધી વિષય તમારી સામે હોય એટલે જ્યારે એનો ભોગ થયો ન હોય ત્યાં સુધી તમે દોષનો સારી રીતે વિચાર કરી શકો નહિ, કેમકે તે વખતે તમારી બુદ્ધિ એ વિષયના રસથી દોષિત હોય છે, ને તે તમોને યોગ્ય વિચાર કરવા દેશે નહિ. વિષય સામે ન હોય તે વખતે તે વિષયોના દોષોના વિચાર કરવા જોઈએ. વિચાર ઉપરઉપરથી કરવાથી કામ નહિ ચાલે; સાચા દિલથી ચારે તરફથી ખૂબ બારીક વિચાર કરવો જોઈએ. આમ કરવાથી મન એ

વિષયથી હઠી જશે, એમાં અરુચિ ઉત્પન્ન થશે, એ વિષયને વિષે વૈરાગ્ય પેદા થશે.

વિષયભોગ પછી એક જાતની ઉપરતિ થાય છે, એ વિષયની ગ્લાનિ ઉત્પન્નં થાય છે. એ સમયે તમે પોતે પ્રથમ જે દોષોનો વિચાર કર્યો છે તેનું ફરી મનન કરો. આ વખતનું મનન ઘણું પાકું થાય છે. તેથી એ વિષય પરથી મન છેક હઠી જશે. અને એ વિષયના સંસ્કારોના નાશમાં કાંઈક મદદ થશે. જોકે એમનો સંપૂર્ણ નાશ તો હજુ પણ દૂર છે.

આ સંસ્કારોના સંપૂર્ણ નાશ માટે બીજી એક ખાસ વાતનો વિચાર કરવો પડશે. વિષયમાં જે સુખ મળે છે તેનાથી જ સંસ્કાર ઉત્પન્ન થાય છે. એ સુખને લીધે જ આપણે વસ્તુની ફરી ચાહના કરીએ છીએ. આ જે સુખ મનુષ્યને વિષયથી મળે છે તે સુખ વિષયનું નથી, ભૂલથી એમ માનતા આવ્યા છીએ. આમ સિદ્ધ થતાં જ વિષય ફિક્કા થઈ જશે. કામનાઓ મૂળ સહિત ઊખડી પડશે. પછી એ કામનાઓ ઉત્પન્ન થઈ શકશે જ નહિ. વિષયમાં રસ ઉત્પન્ન ન થવાથી નવા સંસ્કાર તો ઉત્પન્ન થશે જ નહિ; પણ જે જૂના હતા તે પણ જડમૂળથી જતા રહેશે. આવી રીતે તે સંસ્કારોનો સંપૂર્ણ નાશ થશે. વિષયમાં સાચું સુખ નથી, આ સિદ્ધ કરવા જ આગળના પ્રકરણનો આરંભ છે.

# ૪

## સ્વયં આનંદસ્વરૂપ

શરીર અને ઇંદ્રિયો વિષય-ભોગનાં સ્થૂલ બાહ્ય સાધન છે, અને મન સૂક્ષ્મ અંત-સાધન છે. સાધનને સંસ્કૃતમાં કરણ કહે છે. તેથી મનને અંતઃકરણ કહેવામાં આવે છે. આ અંતઃકરણનાં પોતાનાં જુદાં જુદાં કર્તવ્યાનુસાર બીજાં પાંચ નામ પડ્યાં છે. અંતઃકરણ જાગૃત થઇ જ્યારે તે વિષય તરફ જાય છે ત્યારે એને વૃત્તિ કહે છે. સ્થિર હોય ત્યારે અંતઃકરણ, અને ચલિત થાય ત્યારે એને જ વૃત્તિ કહે છે. પછી સંકલ્પ–વિકલ્પ કરે તેથી 'મન', નિશ્ચય કરે તેથી 'બુદ્ધિ', ચિંતવન કરે તેથી 'ચિત્ત' અને કર્તૃત્વ ભોક્તૃત્વનું અભિમાન કરે તેથી તેને 'અહંકાર' કહે છે.

આ અંતઃકરણ વિષયનું ગ્રહણ કરે છે. આ ગ્રહણ બે જાતનું હોય છે. એક સામાન્ય અને બીજું વિશેષ, ઘણા શબ્દો સંભળાય છે. કર્ણેંદ્રિય દ્વારા તેનું ગ્રહણ થાય છે પણ તે સામાન્ય ભાવથી. એ શબ્દો અંતઃકરણ ઉપર કંઇ પણ અસર ઉત્પન્ન નથી કરતા. પરંતુ જો એમાં તમારો કંઇ સંબંધ હોય, અર્થાત્ તમારી સ્તુતિ યા નિંદા હોય, તો એ શબ્દો વિશેષ ભાવથી ગ્રહણ થશે; એની

કાંઇ ને કાંઈ અસર તમારા હૃદય પર જરૂર થશે. આ અસર જ સંસ્કાર કહેવાય છે. સંસ્કાર આગળ જતાં સંગરૂપથી પરિણત થાય છે. અને સંગ જ દુઃખ માત્રનું મૂળ છે. સંસ્કાર દૃઢ થતાં તે પ્રારબ્ધ બને છે અને જન્મનો હેતુ થાય છે. એટલે વિષયગ્રહણમાં કાંઈ બાધા નથી, તેનું ગ્રહણ જો વિશેષ ભાવથી થાય તો તે અવશ્ય બાધ કરે છે. તેની અંતઃકરણમાં જરૂર અસર થાય છે. સુખ-દુઃખ, લાભહાનિનો જે વિષય જોડે સંબંધ છે તે વિષયનું ગ્રહણ અવશ્ય વિશેષ ભાવથી જ થશે. અને જ્યાં લાભ-હાનિ અથવા સુખદુઃખનો પ્રશ્ન નથી તે વિષયનું ગ્રહણ સામાન્ય ભાવથી થશે. વિશેષ ભાવથી ગ્રહણ કરવાથી જ સંસ્કાર ઉત્પન્ન થાય છે. આથી એમ સિદ્ધ થયું કે વિષયનું ગ્રહણ ભલે થાય, પણ કદી પણ વિશેષ ભાવથી ન થાય. પણ આમ ત્યારે જ બને કે જ્યારે સુખદુઃખની, લાભહાનિની દૃષ્ટિ ન હોય. હવે પ્રશ્ન આ રહ્યો કે આ સુખદુઃખની, લાભહાનિની દૃષ્ટિ કેવી રીતે જાય? આને માટે જીવના સ્વરૂપનો વિચાર કરવો પડશે.

પહેલાં જ વિચાર થઈ ચૂકયો છે કે આનંદ હમેશાં રહે છે, અને તેને જ સત્ અને ચિત્ પણ કહેવામાં આવે છે. દરેકમાં એ આનંદ એકસરખો જ હોય છે, ભેદ હોતો નથી. ગરીબ અને શ્રીમંતના આનંદમાં ભેદ નથી. એટલે આ આનંદ કહો કે ચેતન કહો, તે સર્વત્ર સમાન છે,

સર્વવ્યાપી છે, અને અવિનાશી છે. જેવી રીતે આકાશ સર્વવ્યાપી છે, તેવી જ રીતે ચેતન પણ સર્વવ્યાપી છે. કોઇ અણુ ચેતનથી ખાલી નથી. આકાશ બધે એક છતાં પણ જુદા જુદા ઘટોથી વ્યાપ્ત આકાશ, આ ઘટનું આકાશ, પેલા ઘટનું આકાશ એમ પૃથક્ પૃથક્ આકાશનો નિર્દેશ થાય છે; તેમ ચેતન સર્વવ્યાપી છતાં આ દેહનું ચેતન, પેલા દેહનું ચેતન એમ વ્યવહારની ભાષામાં કહેવાય છે. એક શરીરમાં ચેતન અંતઃકરણ સહિત જીવ કહેવાય છે. આ અંતઃકરણ પોતાના અનેક સંસ્કારો સહિત હોય છે. એક અંતઃકરણના સંસ્કાર બીજા અંતઃકરણના સંસ્કારથી ભિન્ન હોય છે. એટલે બધા દેહમાં એક જ ચેતન વ્યાપ્ત હોવા છતાં દેહ અને અંતઃકરણ અનેક હોવાથી જીવ અનેક કહેવાય છે.

અતિ દૃઢ સંસ્કાર જીવને વિષય તરફ બળજબરીથી ખેંચી જાય છે. ત્યારે એને ભોગ ભોગવે જ છૂટકો. ઇંદ્રિયો સહિત દેહ ભોગ ભોગવવાનું સાધન છે. આ સાધન સિવાય જીવ વિષયને ભોગવી શકતો નથી. જ્યાં સુધી આ શરીર ભોગ ભોગવવા માટે યોગ્ય છે ત્યાં સુધી ઠીક. પણ જ્યારે આ શરીર ભોગ ભોગવવાને લાયક નહિ હોય–એવા કેટલાક ભોગ હોઇ શકે, કે જે આ શરીરથી ભોગવવા અશક્ય છે–ત્યારે જીવને આ શરીર છોડી બીજું શરીર ધારણ કરવું પડે છે. આવી રીતે જન્મ-

મરણુની પરંપરા ચાલુ રહે છે. નવા સંસ્કાર ન બને અને જૂનાનો કોઇ પણ પ્રકારે નાશ થાય તો નવું શરીર ધારણ કરવાની આવશ્યકતા નહિ રહે. અને પછી તે જન્મ-મરણના ચક્રમાંથી મુક્ત થાય. આ નવા સંસ્કાર થવાનું ત્યારે જ બંધ થાય, જ્યારે જીવ વિષયોને વિશેષ ભાવથી ગ્રહણ ન કરે. અને એ ત્યારે જ થાય કે જ્યારે એને એ વિષયમાં કાંઈ સ્વાર્થ ન હોય, એટલે સુખદુઃખ—લાભ હાનિનો કંઇ પ્રશ્ન ન હોય. તે હમેશાં સુખની ચાહ કરે છે, એટલે હમેશાં વધારે ને વધારે સુખની શોધ કરે છે. જીવનું સાચું સ્વરૂપ તો આનંદ જ છે. એમ છતાં આમ કેમ? ઘણા વખત સુધી રમતાં રમતાં તે આ વિષયોમાં એટલો રમી ગયો છે કે પોતાનું સ્વરૂપ જ ભૂલી ગયો છે. જેમ રાજકુમાર બીજા છોકરાઓ સાથે લખોટીઓ રમે છે, તે એ રમતમાં એટલો તલ્લીન થઈ જાય છે કે લખોટીઓની હારજીતથી તે દુઃખી યા સુખી થાય છે. ચાર લખોટીઓ હારી જવાથી યા જીતી જવાથી એની ખરી સંપત્તિમાં કાંઈ ફરક થતો નથી; છતાં એ લખો-ટીઓ માટે પોતે રાજકુમાર હોવા છતાં જૂઠું બોલે છે, ચોરી કરે છે, લડાઈ ઝગડો કરે છે, હારી જવાથી રડે છે, અને દુઃખી થાય છે. તે વખતે એને પોતાની સંપત્તિનું ભાન નથી રહેતું. જીવ પણ સંપત્તિશાળી છે. જીવ એટલે અંતઃકરણયુક્ત ચેતન; ચેતન એટલે આનંદ; જેનો કદી

પણ નાશ થતો નથી (જે કદી પણ ઓછું થઇ શકે નહિ). જીવ એવો અખંડ પૂર્ણ આનંદસ્વરૂપ હોવા છતાં તુચ્છ વિષયની લાભહાનિથી સુખીદુઃખી થાય છે. વિષયોના સહવાસથી તે મોહિત થાય છે અને પોતાનું સ્વરૂપ ભૂલી જાય છે. અંતઃકરણ એ સુખદુઃખ ભોગવવાનું સાધન છે. અંતઃકરણ વગર સુખદુઃખનું ભાન થઈ શકે જ નહિ. જો વિષયોની કામનાઓથી આ અંતઃકરણ વિકૃત ન હોય તો એનામાં અખંડ આનદનો જ અનુભવ થાય, દુઃખનો લેશ પણ ન હોય. પરંતુ જીવ વિષયભોગમાં રમમાણ થઇ જાય છે, અને ત્યાં સુખ શોધવા મથે છે કે જ્યાં એને આદિ, મધ્ય અને અંતે દુઃખ જ ભોગવવું પડે છે. વિષયોમાં જે કાંઈ થોડું સુખ માલમ પડે છે તે પણ વિષયનું નથી પણ ચેતનનું જ હોય છે. જેમ કૂતરું સૂકું હાડકું ચાવે છે, અને જ્યારે મોં છોલાઈ જાય છે ત્યારે તેના મોઢામાંથી લોહી નીકળે છે. એ લોહી ચાટવામાં એને સુખ થાય છે. એ સ્વાદસુખ હાડકામાં નથી પણ પોતાના જ લોહીનું છે. છતાં અજ્ઞાનથી એ એમ માને છે કે એને હાડકામાંથી સ્વાદ મળે છે. તેમજ વિષયમાં આનંદ નથી. ખરી વાત એમ છે કે વિષયનો ભોગ પ્રાપ્ત થતાં જ તેનું એક પ્રકારનું સમાધાન થાય છે. એટલે એની કામના શાન્ત થાય છે. અંતઃકરણ કામનાના વિકારથી મુક્ત થાય છે. એમ થતાં જ જીવને આનંદનું ભાન થાય છે. તે આનંદ

પોતાનો હોવા છતાં જીવ અજ્ઞાનથી માને છે કે એ આનંદ વિષયભોગમાંથી મળે છે. વિષયમાં જો આનંદ હોત, એટલે કે આનંદ આપવો એ જો વિષયનો ધર્મ હોત, તો તે બધાને સર્વ કાળે અને સરખા પ્રમાણમાં આનંદ આપત. પરંતુ અનુભવ એવો નથી. એક જ વિષયથી એકને સુખ થાય છે, તો બીજાને દુઃખ થાય છે. જે વિષય પુરુષને એક વખત સુખ આપે છે તે જ તેને બીજી વખત દુઃખ આપે છે. જ્યારે સુખ થાય છે ત્યારે પણ તે એક પ્રમાણમાં નથી રહેતું. અને બીજી વાત એ છે કે જો વિષય જ સુખ આપે છે, એટલે વિષય વગર સુખ જ નથી એવું હોય તો એવો પણ અનુભવ નથી. નિદ્રામાં, સમાધિમાં કોઈ પણ વિષય નથી રહેતો છતાં ત્યાં સુખનો અનુભવ થાય છે. એટલે જ્યાં જ્યાં વિષય ત્યાં ત્યાં સુખ, અને જ્યાં વિષય નહિ ત્યાં સુખ નહિ, એમ સિદ્ધ થતું નથી. એટલે વિષયમાં સુખ નથી એમ સિદ્ધ થયું. વિષયમાં જે સુખ દેખાય છે, તે વાસ્તવિક જીવના પોતાના સ્વરૂપનું જ હોય છે. વિષય ભોગવતાં જે જે ક્ષણે જે જે પુરુષને સમાધાન થાય, તે જ ક્ષણે તેને સુખ થાય છે. એટલે જ્યારે જ્યારે સમાધાન હોય ત્યારે ત્યારે સુખ હોય એ ત્રિકાલાબાધિત સિદ્ધાંત છે, એમાં અપવાદ નથી. સમાધાનના સમયે કામનાની શાન્તિ થવાથી મન વિકારથી મુક્ત થાય છે. નિર્વિકાર મન થતાં જ આનંદનો

અનુભવ થાય છે. એટલે જ્યારે જ્યારે મન નિર્વિકાર હોય ત્યારે ત્યારે જીવ પોતાના ખરા આનંદ સ્વરૂપનો અનુભવ કરે છે. એ ત્રિકાલાબાધિત સિદ્ધાંત છે. નિદ્રામાં, સમાધિમાં, એટલું જ નહિ પણ જો એક ક્ષણ માટે પણ મન સ્થિર થાય તો તે સમયે, આનંદનો અનુભવ થાય છે; કારણ તે સમયે મન કામનાઓથી વિકૃત નથી રહેતું.

ઉપરના વિવેચનથી આ સ્પષ્ટ થયું કે જીવ સ્વયં સુખસ્વરૂપ છે. અને તેથી જ સુખ મેળવવા માટે એને કોઈ પણ ક્રિયા કરવાની આવશ્યકતા રહેતી નથી. નિર્હેતુક કર્મ જ્ઞાની જ કરી શકે છે, કેમકે તે પોતે સુખસ્વરૂપ હોવાથી એને બહારથી કોઈ પણ પ્રકારનું સુખ મેળવવાની ઇચ્છા રહેતી નથી. આવો પુરુષ આદર્શસ્વરૂપ છે. એને સુખની ઈચ્છાનો અભાવ હોવાથી કામનાઓનો અભાવ થાય છે; અને કામનાના અભાવે રાગ, દ્વેષ, લોભ, ભય, ક્રોધ વગેરે બધા વિકાર આપોઆપ નષ્ટ થઈ જાય છે. એનું મન આવી રીતે નિર્વિકાર સ્થિતિમાં રહે છે, અને તેથી એના આનંદનો કદી પણ લોપ થતો નથી, તેનો સંસાર સુખમય જ હોય છે.

## ૫

# જ્ઞાનયુક્ત કર્મ

આ ત્યાર સુધી જે કાંઈ નિરૂપણ થયું તે બધાનું તાત્પર્ય એ નીકળ્યું કે બધાં દુઃખની નિવૃત્તિ સહિત પરમ સુખની પ્રાપ્તિના ઉપાયમાં પોતાના સ્વરૂપનું જ્ઞાન જ આવશ્યક છે; કેમકે હરેક દુઃખપરંપરાનું મૂળ કેવળ પોતાના સ્વરૂપનું અજ્ઞાન છે. આ સ્વરૂપ જ્ઞાનનું વિવેચન પૂર્વે અધ્યાયમાં આવી રીતે કરવામાં આવ્યું છે કે જે સહેજે સમજમાં આવી જાય. તેનાથી મુમુક્ષુને સ્વરૂપનો સાક્ષાત્કાર થયો જ હશે. જેવી રીતે ઘોડાનું વર્ણન સાંભળતાં જ ઘોડાનો સાક્ષાત્કાર થાય છે, તેવી જ રીતે આનંદસ્વરૂપનો પણ સાક્ષાત્કાર થયો હશે. હવે જે સમજ્યા તે પ્રમાણે તેની જો ક્રિયાઓ થાય, એટલે કે એના જ્ઞાન અને ક્રિયામાં કંઈ અંતર ન હોય, તો તેને હવે પૂર્ણાનંદના અનુભવ માટે બીજી કોઈ વાતની જરૂર રહી નથી. વ્યવહારમાં–પ્રત્યક્ષ આચરણમાં એટલે જ્ઞાનાનુસાર ક્રિયામાં–કંઈ અડચણ જણાતી હોય તો, સમજેલી વસ્તુનું ખૂબ મનન કરવું જોઇએ. જેટલું વધારે મનન થશે તેટલું જ્ઞાન દૃઢ થશે. અંતઃકરણની વૃત્તિ સ્વરૂપને (આત્માને) યથાર્થ ગ્રહણ કરશે, અને પછી ક્રિયા સ્વાભાવિક

જ્ઞાનાનુસાર થશે. અગ્નિ દાહક છે, સર્પ કરડવાથી મરણ થાય છે, વગેરે જ્ઞાનને અંતઃકરણે ગ્રહણ કર્યું છે. તેથી માણસની ક્રિયા તે જ્ઞાન પ્રમાણે સ્વાભાવિક જ થાય છે. તેથી જે કાંઈ અડચણ જણાતી હોય તેના પર ખરા હૃદયથી ગંભીરતાપૂર્વક ખૂબ વિચાર કરશો તો કંઈ પણ અડચણ રહેશે નહિ. જ્ઞાન આચારમાં પરિણત થઈ જશે.

કાંઈ પણ કાર્ય હોય, જ્યારે એમાં સંપૂર્ણ સાધનોનો અભાવ હોય છે, ત્યારે તેની સફળતા માટે મનુષ્ય ચિંતા કરે છે. આ ચિંતા ખોટી છે. ચિંતા કરવાથી બીજું કાંઈ નહિ થાય, બુદ્ધિ મલિન થશે અને શરીર રોગી થશે. બુદ્ધિ મલિન થવાથી કાર્યની સફળતા માટે જે પ્રયત્ન થવો જોઈએ તે સારી રીતે નહિ થાય. ખરૂં પૂછો, તો જરૂર એ છે કે કાર્યની સફળતામાં જે અડચણો હોય તે દૂર કરવા યથાસાધ્ય પ્રયત્ન કરવો જોઈએ. તેમાં આળસ ન જોઈએ. તેમ છતાં જો કાર્ય સફળ ન થાય, કંઈ ખામી રહે, તો તે માટે તમે શું કરી શકવાના હતા? તે તો ભોગવ્યે જ છૂટકો. ચિંતા કરવાથી, હાયહાય કરવાથી ભોગવવાનું મટવાનું નથી. પછી તેમ કરવાથી શો લાભ? આવી રીતે હમેશાં વિચાર કરવો જોઈએ. આવી રીતે વિચાર કરતા રહેવાથી માણસ પોતાના આનંદસ્વરૂપથી ચલિત નહિ થાય. અહીં કહેવા સાંભળવાનું કામ નથી. તમે જે સમજ્યા છો તેને પ્રત્યક્ષ આચરણમાં—વ્યવહારમાં

મૂકી જુઓ. ખૂબ વિચાર કરો, મનન કરો. જોવામાં અઘરૂં દેખાય છે, કેમકે તમે એનો આ પહેલાં કદી અનુભવ નથી કર્યો. જો કરશો તો પછી અઘરૂં નહિ લાગે, તદ્દન સહેલું લાગશે. સંત મહાત્માઓનો આવો અનુભવ છે. તમે કહેશો કે એ તો ત્યાગી હોય છે. સંત મહાત્મા એટલે સંસારત્યાગી નહિ પણ જ્ઞાની. સંસારમાં રહેતાં છતાં, સંસારનાં બધાં કામો કરતાં છતાં, જ્ઞાની પોતાના આનંદસ્વરૂપમાં હમેશાં રહે છે. આ અનુભવની વાત છે; કેવળ તર્કની વાત નથી. શ્રદ્ધા રાખી તમે પણ એક વખત અનુભવ કરવાનો નિશ્ચય કરો. તમને પણ આ જ અનુભવ થશે. અડચણ હોય તો કેવળ વિશ્વાસના અભાવની જ છે. મનુષ્યને વિશ્વાસ બેસતો નથી. તે માટે જ સદ્‌ગુરૂની ખાસ આવશ્યકતા હોય છે. જેવું છે તેવું ન માનવું એ જ માયા—અજ્ઞાન છે. જીવ પોતાના સામર્થ્યને ભૂલી જાય છે એ એનું સ્વરૂપ છે. સીતાજીની શોધમાં હનુમાનજી ચાલ્યા. ચાલતાં ચાલતાં સમુદ્રને કિનારે આવી પહોંચ્યા. હવે સમુદ્રની પાર કેવી રીતે જવાય? મોટી અડચણ પડી, શોધનું કાર્ય જ બંધ પડયું. બહુ દુઃખી થયા ત્યારે જાંબુવાને યાદ અપાવી કે હનુમાનજી, તમે તો આ સમુદ્રનું સહેલાઇથી ઉલ્લંઘન કરી શકો તેમ છો, તમારી સામે એનો ભાર શો? આટલું સાંભળતાં જ હનુમાનજીને પોતાના

સામર્થ્યનું ભાન થયું. પોતાનામાં સામર્થ્ય હોવા છતાં તે ભૂલી ગયા હતા. જાંબુવાને કેવળ એમના સ્વરૂપની યાદ અપાવી એમને વિશ્વાસ બેસાડ્યો, અને એ સમુદ્રને એક છલંગમાં જ પાર કરી ગયા. આ જ વાત મનુષ્યની છે. પોતાનું આનંદસ્વરૂપ એ ભૂલી ગયો છે. સદ્ગુરૂ એને એ યાદ અપાવે છે. એને વિશ્વાસ થાય છે. ગ્રંથમાં કેવળ શબ્દો હોય છે. સદ્ગુરૂનું તો પ્રત્યક્ષ આચરણ હોય છે. આચરણનો પ્રભાવ અતિ શીઘ્ર પડે છે. વિશ્વાસ એકદમ બેસે છે, કેમકે પ્રત્યેક વાત એ પ્રત્યક્ષ જુએ છે. સદ્ગુરૂની બીજી વિશેષ જરૂર એ છે કે જ્યારે તમને પ્રત્યક્ષ આ-ચરણમાં કંઈ અડચણ–શંકા માલમ પડે, તમારી બુદ્ધિથી તમને એમાં સૂઝ ન પડતી હોય તો તે સદ્ગુરૂ તમને સહેજમાં સમજાવે. અને તમારી અડચણ–શંકા દૂર થાય. શંકા ભલે જૂજ હોય, પણ જ્યાં સુધી એ છે ત્યાં સુધી કાર્ય થશે નહિ, અને જ્ઞાન દૃઢ થવામાં અડચણ આવશે. શંકા જ્ઞાનનો પક્કો દુશ્મન છે. એક અગ્નિની ચિનગારી બધાને બાળી મૂકવા સમર્થ હોય છે, સદ્ગુરૂ વખતોવખત કેવળ અંગુલિનિર્દેશથી જ તમારી શંકાઓ દૂર કરે છે અને એથી તમારૂં જ્ઞાન દૃઢ થાય છે.

શુકદેવજી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે રાજા જનક પાસે ગયા. જનકે શુકદેવજીને આત્મજ્ઞાન શું છે તે કહ્યું. શુકદેવજી આશ્ચર્યચકિત થયા, કેમકે રાજા જનકે એમને

જે કાંઈ કહ્યું હતું તે તો એઓ પહેલાંથી જ જાણતા હતા. ફરક એટલો જ થયો કે એમને પોતાના જ્ઞાનમાં વિશ્વાસ ન હતો. એમને એમ લાગતું હતું કે એ જે કાંઈ સમજે છે એ અપૂર્ણ જ્ઞાન છે, યા સાચું જ્ઞાન જ નથી. જે જ્ઞાનની શાસ્ત્ર એટલી મહત્તા ગાય છે તે જ્ઞાન કંઈ બીજું જ હોવું જોઇએ એવો સંશય હોવાથી એ જ્ઞાન પ્રમાણે ક્રિયા થતી ન હતી. રાજા જનકને એ જ જ્ઞાન હતું, પણ એ સંશય વગરનું હતું, તેથી એમની ક્રિયાઓ જ્ઞાન પ્રમાણે થતી હતી. એ પોતાના આનંદસ્વરૂપથી કદી પણ ચલિત થતા નહિ. જનકનું આ આચરણ શુકદેવજીએ જ્યારે પ્રત્યક્ષ જોયું ત્યારે એમની શંકા નિવૃત્ત થઈ. શંકા નિવૃત્ત થતાં જ તેમનો વ્યવહાર બદલાઈ ગયો. તેમની ક્રિયાઓ જ્ઞાનાનુસાર થવા લાગી, અને એમનું જીવન આનંદમય થયું.

શુકદેવજીનો આ ઇતિહાસ તમારે ખૂબ યાદ રાખવો જોઇએ. તમને પણ હૃદયમાં એમ લાગે છે કે જ્ઞાન કાંઈ બીજું જ હોવું જોઇએ, કેમકે જો જ્ઞાન આ જ હોત તો મને પણ આત્મસાક્ષાત્કાર થાત, મને પણ પરમાનંદની પ્રાપ્તિ થાત. આવું થતું નથી, તેથી જ્ઞાન કાંઇ બીજું જ હોવું જોઇએ, એમ તર્ક થાય છે. પણ આ તર્કમાં ભૂલ એ છે કે તમારૂં જ્ઞાન સંશયયુક્ત છે તેથી તમારી ક્રિયા તેવી થતી નથી, અને તમને પરમાનંદનો અનુભવ થતો નથી. જ્ઞાન તો બસ એટલું જ છે કે 'જીવ સ્વયં આનંદ-

સ્વરૂપ છે, વિષયોમાં રમતાં રમતાં એટલો રમી ગયો છે કે એ પોતાનું સ્વરૂપ જ ભૂલી ગયો, અને પછી વિષયોની લાભહાનિથી પોતાને સુખીદુઃખી માનવા લાગ્યો.' આ સ્થિતિમાં જીવ ઘણા લાંબા સમયથી છે, કેટલાક યુગો વીતી ગયા છે, તે મોહિત છે, તેથી તેને સમજાવતાં છતાં, પોતાના સ્વરૂપની ઓળખાણ કરાવતાં છતાં, તેને એકદમ વિશ્વાસ બેસતો નથી. એની સ્થિતિ બરાબર એક શુક (પોપટ)ના જેવી છે જેમ શુકે (પોપટે) પાંજરામાંના સળિયાવાળી ભૂંગળીને પોતાના પગથી પકડી છે, તેને તે છોડતો નથી, બીક લાગે છે કે તે જો છોડી દેશે તો નીચે પડી જશે અને મરી જશે. તે એટલો બધો ભયભીત થઈ ગયો છે કે તે મોહવશ બની પોતાના સ્વરૂપને જ ભૂલી ગયો છે.

શુક અને શુકદેવજી બેઉનો ઇતિહાસ તમારી સામે છે. આમાંથી જોઇએ તો તમો શુક પ્રમાણે વર્તો, એટલે પોતાનું સ્વરૂપ ભૂલી બહારના વિષયોનો જૂઠો આશ્રય લઈ, દુઃખી થાઓ; અથવા શુકદેવજીના જેવું પોતાના આનંદસ્વરૂપને સમજી તેમાં શ્રદ્ધા રાખી તે પ્રમાણે વર્તો, અર્થાત્ બહારના વિષયો પર સુખનો જૂઠો આશ્રય છોડી આનંદસ્વરૂપમાં રહો.

## ૬

## પ્રારબ્ધ

મનુષ્ય જે કાંઈ કર્મ કરે છે—પછી તે માનસિક હોય કે શારીરિક—જો તે શુદ્ધ મનથી, આસક્તિ સિવાય અર્થાત્ ઉદાસીનતાથી કરવામાં આવે તો તે કર્મનો અંતઃકરણ ઉપર કંઈ પણ સંસ્કાર પડશે નહિ, કારણ કે તે ક્રિયા રાગદ્વેષ રહિત, સાધારણ ભાવથી થઈ છે, વિશેષ ભાવથી નહિ. જો એમ એ ક્રિયા ન થઇ હોય તો એના કેટલાક નવા સંસ્કાર પોતાના અંતઃકરણ ઉપર પડે છે. પછી એ સંસ્કાર મનને એવી જ ક્રિયા તરફ ખેંચે છે અને એ કર્મ કરાવીને જ છોડે છે. એ ક્રિયા કરતાં કરતાં એને ફરી એમાં રસ પડે છે, અને એ સંસ્કાર ધીરે ધીરે દૃઢ થઇ જાય છે. આવી રીતે જૂના સંસ્કાર કામનાના રૂપમાં પરિણત થઈ, વાસ્તવિક ઈચ્છા ન છતાં, બળજબરીથી મનને એવી ક્રિયા કરાવે છે. આવી રીતે ક્રિયાઓ થાય છે અને નવા સંસ્કાર પેદા થયા કરે છે. આ ચક્ર સદા આવી રીતે ચાલ્યા કરે છે; એનો અંત આવતો નથી. આનો અંત ત્યારે જ આવે કે જ્યારે નવા સંસ્કાર થવાનું બંધ થાય, અને એ ત્યારે જ બંધ થઈ શકે કે જ્યારે ક્રિયાઓમાં રસ ન હોય અને ઉદાસીન ભાવથી ક્રિયા

થાય. આવી ક્રિયા કરવાની પ્રવૃત્તિ કેવળ જૂના સંસ્કારોને લીધે જ થાય. કોઈ વિશેષ ઇચ્છાથી નહિ. ક્રિયામાં પ્રવૃત્તિ હોવા છતાં ઉદાસીનતા રહે, આસક્તિ ન થાય, એ ત્યારે જ થઇ શકે કે જ્યારે જીવને એ ક્રિયામાં સુખની ચાહના ન હોય. અને એ ત્યારે જ બને કે જ્યારે તેને પોતાના આનંદસ્વરૂપનું જ્ઞાન હોય, અને તે દૃઢ હોય. આ જ્ઞાન નવા સંસ્કાર જેને ક્રિયમાણ કહે છે તેને ઉત્પન્ન નહિ થવા દે.

નવા સંસ્કાર થવા બંધ થયા.જૂના સંસ્કારોમાં કેટલાક એવા દૃઢ અને પરિપકવ હોય છે કે જેમને ભોગવ્યા વગર છૂટકો જ નહિ, હવે આવા દૃઢ સંસ્કારોને ભોગવવા માટે યોગ્ય શરીર જોઇએ. જો આ શરીર આવા ભોગ ભોગવવા અનુકૂળ ન હોય, અને એ શરીરથી ભોગવવા લાયક ભોગ સમાપ્ત થયા હોય, તો જીવ આ શરીરને છોડી, પેલા દૃઢ સંસ્કાર ભોગવવાને યોગ્ય નવું શરીર ધારણ કરે છે. આવા દૃઢ ફલોન્મુખ સંસ્કારસમુદાય પ્રારબ્ધ કહેવાય છે. નવું શરીર આ પ્રારબ્ધના ભોગ ભોગવવા માટે જ હોય છે. તેથી એ શરીરને ભોગાયતન પણ કહે છે. પ્રારબ્ધના કેટલાક ભોગ એટલા નાના નાના હોય છે કે જેમને જીવ સ્વપ્નાવસ્થાના શરીરથી જ ભોગવી નાખે છે. પ્રારબ્ધ ભોગવ્યે જ સમાપ્ત થાય છે. આ ભોગ બીજા કોઈ ઉપાયથી નષ્ટ થતા નથી. જ્યાંસુધી પ્રારબ્ધના ભોગ ભોગવવાના

# પ્રારબ્ધચક્ર

**પ્રારબ્ધ** (ને લીધે દેહધારણ)




**ઇચ્છા**

**ભોગ** (પંચવિષયના)

**જ્ઞાન**ને લીધે સામાન્ય ભાવથી ભોગવવાથી સંસ્કાર ક્ષય; તેજ **મોક્ષ**

**અજ્ઞાન**ને લીધે વિશેષ ભાવથી ભે

**અદૃઢ (કાચા) સંસ્કાર** (એક વા

(કાચા સંસ્

**'સંચિત'**

**દૃઢ (પાકા) સંસ્કાર** (અનેક વા

(પાકા સંસ્

**'પ્રારબ્ધ'**

**આસક્તિ** (મોહ;

**ધ્યાસ** (લગની)

**વાસના** (કામન
સહિત

**૧ રાગ** વિષયની અનુકૂળતામાં.

**૨ દ્વેષ** વિષયની પ્રતિકૂળતામાં.

**૩ ક્રોધ** વિષયની પ્રાપ્તિની આડખીલી (વિક્ષેપ)માં

**૪ લોભ** વિષયના અલ્પ સુખને

**અદૃઢ (કાચા) સંસ્કાર** (એક વાર વિ
**'સંચિત'**

**દૃઢ (પાકા) સંસ્કાર** (અનેકવાર વિ
'પ્રારબ્ધ'

**પ્રારબ્ધ**

**પુનર્જન્મ (=દેહધારણ)**

બાકી હોય છે ત્યાંસુધી શરીર રહેવાનું જ, તેનું પતન થઇ શકે જ નહિ. અને પ્રારબ્ધ સમાપ્ત થતાં શરીર પડવાનું જ, તે પછી રહી શકે નહિ.

જે સંસ્કાર અતિ દૃઢ હતા તે ફલોન્મુખ બની પ્રારબ્ધ થયું. અને તે અનુસાર શરીર ધારણ થયું. પણ બાકીના જે સંસ્કાર અતિ દૃઢ ન હતા તે એવા જ પડી રહ્યા. આ સંસ્કારોને સંચિત કહે છે. આ સંસ્કારોમાં જો બીજા સજાતીય સંસ્કાર મળે તો તે પણ સમય જતાં દૃઢ થાય, અર્થાત્ ફલોન્મુખ થઈ પ્રારબ્ધમાં ફેરવાય. જ્ઞાની પ્રત્યેક ક્રિયા ઉદાસીનતાથી, અનાસક્ત મનથી કરે છે, તેથી નવા સંસ્કાર ઉત્પન્ન થતા જ નથી. સંચિત સંસ્કારોને નવા સંસ્કારોની મદદ ન મળવાથી તે એમજ પડી રહે, કદી પણ એ ફલોન્મુખ થઈ શકે નહિ. એટલું જ નહિ પણ જીવને પોતાના આનંદસ્વરૂપના ભોગના જ એટલા દૃઢ સંસ્કાર થશે કે બીજા સંસ્કાર આપોઆપ નષ્ટ થશે. તેથી જ કહેવામાં આવ્યું છે કે જ્ઞાનાગ્નિ સર્વ કર્મોને બાળી નાખે છે. એટલે નવા સંસ્કાર થતા જ નથી.

ઉપરના વિવેચનથી એ સ્પષ્ટ થયું કે પ્રારબ્ધના ભોગ ભોગવવામાં જીવ પરતંત્ર છે, અર્થાત્ એ ભોગ એને ભોગવવા જ પડશે. આ શરીર એ પ્રારબ્ધના ભોગ ભોગવવા જ નિર્માયું છે, તેથી તે ભોગ મેળવવા માટે અવશ્ય પુરુષાર્થ કરાવશે જ. આ ભોગો સિવાય નવા સંસ્કાર બનાવવા યા

તદ્દન ન બનાવવા, અને એવી રીતે જૂના સંસ્કારોને ફલોન્મુખ ન થવા દેવા, એમાં જીવ પૂર્ણ સ્વતંત્ર છે. અર્થાત તેને માટે પુરુષપ્રયત્નની આવશ્યકતા છે. આવા પુરુષાર્થને માટે નિશ્ચયની આવશ્યકતા હોય છે. પ્રારબ્ધના ભોગ માટે પુરુષાર્થના નિશ્ચયની આવશ્યકતા નથી. સ્થૂલ ભોગમાં જીવ પૂર્ણ પરતંત્ર; પરંતુ સૂક્ષ્મ માનસિક સૃષ્ટિમાં એ સ્વતંત્ર છે. રાગદ્વેષ, હર્ષશોક, કામક્રોધાદિ ષડ્‌વિકાર, અહંકાર, સ્વાર્થપરમાર્થ, સદ્‌ગુણદુર્ગુણ આ માનસિક સૂક્ષ્મ ભોગ છે, આમાં જૂના સંસ્કાર જરૂર જોર કરે છે. છતાં આમાં જો અધિક પુરુષાર્થ હોય તો જૂના સંસ્કાર નિર્બળ થઈ જાય છે અને તેમનું કાંઈ પણ ચાલતું નથી. એટલે આ સૂક્ષ્મ માનસિક ક્રિયાઓમાં જીવ સ્વતંત્ર છે. અને પોતાની ઇચ્છાનુસાર એમાં એ ઉલટ ફેર કરી શકે છે. તેથી જ અહીંયાં પુરુષાર્થના નિશ્ચયની ખાસ આવશ્યકતા છે. તેથી જ પૂજા, પાઠ, સત્સંગ ઈત્યાદિ શુભ સંસ્કાર બનાવનાર કાર્યોમાં તેમજ જેથી નવા સંસ્કાર પડવાનું જ બંધ થાય અને જ્ઞાનની પ્રાપ્તિ થાય એવા ઉપાયોમાં પુરુષાર્થની ખાસ આવશ્યકતા છે. એટલે પરમાર્થ માટે પુરુષાર્થની અત્યંત આવશ્યકતા છે. પ્રારબ્ધના ભોગ તો આપોઆપ મળશે જ. એની ચિંતા કરવાની આવશ્યકતા નથી. એ તો ચિંતા કર્યા વગર થવાનું તે થવાનું જ.

## ૭

# ચેતન અને જગત

કોઇપણ વસ્તુ લો. એમાં પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પંચતત્ત્વ તેમજ ચેતન હોવાનું જ. અને એ સિવાય બીજું કાંઇ હોવાનું નહિ. આ છ સિવાય કોઈપણ વસ્તુનું અસ્તિત્વ જ સંભવિત નથી. એ વાત ખરી કે આ પંચમહાભૂતો ન્યૂનાધિક પ્રમાણમાં હોય. દાખલા તરીકે વૃક્ષનું પાન લઈએ, તો એનામાં જે જડાંશ છે તે પૃથ્વીનો અંશ છે, જે ભીનાંશ છે, તે જલનો અંશ છે, જે ચમક છે તે તેજનો અંશ છે, આ ત્રણ તત્ત્વ દરેક વસ્તુમાં સ્પષ્ટ દેખાય છે. વાયુ અને આકાશ દૃષ્ટિનો વિષય ન હોવાથી દેખાતાં નથી. તોપણ તે દરેક વસ્તુમાં હોય છે જ. આકાશનો ધર્મ છે અવકાશ આપવો, અને વાયુનો ધર્મ છે ચલન થવું. આ બે પ્રત્યેક વસ્તુમાં દેખાતાં નથી, તોપણ ત્યાં છે જરૂર. કોઇપણ જડ વસ્તુ લો. તેને જો બળપૂર્વક દબાવવામાં આવે તો તે દબાય છે, એનાથી જ દેખાય છે કે એમાં આકાશતત્ત્વ હતું તેથી અવકાશ મળ્યો, અને વાયુતત્ત્વ હતું તેથી જ ચલન થયું. એમ તો પાંદડાં શ્વાસ છોડે છે એ જાણીતી વાત છે. એટલે પાંદડાંમાં વાયુ દેખાતો નથી, પણ હોય છે. એમ સ્પષ્ટ જ

છે. આવી રીતે દરેક વસ્તુમાં પંચમહાભૂત માલમ પડે છે. એમના ઓછાવત્તા અંશોથી નાના પ્રકારના સંયોગ દ્વારા નાના પ્રકારની વસ્તુઓ થાય છે. જેમ મીંડાથી લઈ નવ સુધીના દશ અંકોથી જ નાના પ્રકારના સંયોગ દ્વારા નાના પ્રકારના અંકો બને છે. આ પંચમહાભૂતો સિવાય ચેતન તો દરેક વસ્તુમાં હોવાનું જ; કેમકે ચેતન સર્વ-વ્યાપ્ત છે. પ્રાણીઓમાં ચેતનનો આવિર્ભાવ વિશેષ સ્પષ્ટ હોવાથી દેખાય છે, અને જડ વસ્તુઓમાં એનો આવિર્ભાવ એટલો સ્પષ્ટ ન હોવાથી દેખાતો નથી, એટલો જ ભેદ છે. વૃક્ષોમાં ચેતન છે એમ આધુનિક ભૌતિક શાસ્ત્રોથી સિદ્ધ થયું જ છે. તેમજ પર્વત, પથ્થર, મટોડી એ પણ વધે છે, એમાં પણ જીવનતત્ત્વ છે, ચેતન છે, એ વાત પણ શાસ્ત્રોએ સિદ્ધ કરી છે. મટોડીમાં, છાણમાં બધામાં ચેતન હોય છે. યોગ્ય સંયોગ દ્વારા તે ચેતન પ્રગટ થાય છે. એમાં અસંખ્ય જીવજંતુ, કીડા ઉત્પન્ન થાય છે. ચેતન-થી કંઈપણ ખાલી નથી. જેને આપણે અચેતન કહીએ છીએ તેમાં પણ ચેતન હોય છે. પણ એમાં એનો આવિ-ર્ભાવ તદ્દન જ થોડો, નહિ જેવો જ હોય છે. તેથી ત્યાં ચેતન દેખાતું નથી. આ ચેતન સર્વવ્યાપી છે. એનાથી ખાલી એક અણુ પણ નથી. પ્રત્યેક વસ્તુમાં ચેતનનો સત્, ચિત્ અને આનંદ સ્વરૂપ, અસ્તિ, ભાતિ (પ્રકાશ) અને પ્રિયત્વ રૂપથી હોય છે જ. ચેતનથી ખાલી કોઈ

જગ્યા નથી, બધું ચેતનમય છે. આ ચેતનને સત્, ચિત્, આનંદ અથવા બ્રહ્મ એમ કહે છે. બધું જગત બ્રહ્મમય છે, બ્રહ્મ જ છે, બ્રહ્મ સિવાય બીજું કશું પણ નથી. જેમ પ્રત્યેક વસ્તુમાં પંચમહાભૂત અને ચેતન છે, અને એ સિવાય બીજું કશું નથી, તેમ એ પ્રત્યેક મહાભૂતમાં ચેતન જ છે, બીજું કશું નથી. પૃથ્વીનું કારણ જલ છે. તેથી જલ કારણ અને પૃથ્વી તેનું કાર્ય કહેવાય છે. પૃથ્વી જલમાંથી ઉત્પન્ન થઈ છે, અને તેમાં જ તે લય પામી જશે. જેમ સુવર્ણથી અલંકાર બને છે, અને સુવર્ણમાં જ તે લય પામે છે. સુવર્ણ કારણ છે, અને અલંકાર કાર્ય છે. કાર્ય કારણ અભિન્ન હોય છે. કાર્ય કારણરૂપ જ હોય છે. કારણ સિવાય કાર્યનું અસ્તિત્વજ સંભવતું નથી. કાર્ય કારણ જ હોય છે. સુવર્ણ અને અલંકાર અભિન્ન છે, અલંકાર સુવર્ણ રૂપ જ છે. સુવર્ણ સિવાય અલંકારનું અસ્તિત્વ જ સંભવતું નથી. અલંકાર સુવર્ણ જ છે. તેવી રીતે પૃથ્વીનું કારણ જલ છે. તેથી પૃથ્વી અને જલ અભિન્ન છે. જલનું કારણ તેજ, તેજનું કારણ વાયુ, વાયુનું કારણ આકાશ, અને આકાશનું કારણ ચેતન છે કેમકે ચેતનથી આકાશ થયું, આકાશથી વાયુ, વાયુથી તેજ, તેજથી જલ, અને જલથી પૃથ્વી. તેથી પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ એ બધાં કાર્યો છે, અને એ બધાંનું મૂળ કારણ ચેતન છે. એથી ચેતન સિવાય મહાભૂત નથી. એટલે જ જગતમાં

કોઈપણ વસ્તુ ચેતન રહિત નથી. જે કાંઇ છે તે ચેતન છે. બ્રહ્મ છે. બ્રહ્મ જ સત્ય છે. અને એને છોડી બાકીનું બધું નામ રૂપ છે, બ્રહ્મને છોડી બીજું કાંઈપણ ત્રિકાલાબાધિત અસ્તિત્વમાં નથી, એટલે કે અસત્ છે, મિથ્યા છે, જેમ સુવર્ણ સિવાય બીજા કશાનું અસ્તિત્વ નથી, એટલે સુવર્ણ સત્ય અને બીજી બધી જે એની નામરૂપાત્મક સુવર્ણ-સૃષ્ટિ છે તે નાશવંત છે. કારણ તે અસત્ છે, મિથ્યા છે. એટલે સુવર્ણ સત્ય અને એની સૃષ્ટિ મિથ્યા છે.

ઉપરના વિવેચનથી એમ સિદ્ધ થયું કે જે કાંઇ છે તે બ્રહ્મ જ છે. બ્રહ્મ સિવાય બીજું કશું નથી. જે કાંઈ દેખાય છે તેનાં નામરૂપ પછવાડે બ્રહ્મ છે, નામરૂપ જ જગત છે. જગતનો અર્થ છે જનારૂ એટલે નાશવંત. એટલે જગત નામરૂપ હોવાથી નાશવંત, અસત્, અર્થાત્ મિથ્યા કહેવાય છે; જેમ સુવર્ણ સત્ય છે, અને એની સૃષ્ટિ મિથ્યા છે. પણ મિથ્યા હોવા છતાં એ સૃષ્ટિના અલંકાર પોતપોતાનું વિશેષ કાર્ય કરે છે, તેમજ જગત મિથ્યા છતાં એમાંની વસ્તુ પોતપોતાનું કાર્ય કરશે જ. કાર્ય નામરૂપ દૃષ્ટિથી મિથ્યા કહેવાય છે. જેમ અલંકાર સુવર્ણ-વ્યતિરિક્ત નામરૂપ દૃષ્ટિથી મિથ્યા છે, એમ છતાં અલંકારનાં પોતપોતાનાં કાર્ય હોય છે. જેમ વીંટી, કંઠી, કર્ણ-ફૂલ એ બધાંને પોતપોતાનું વિશેષ કાર્ય હોય છે, તેમજ પૃથ્વી, જલ, તેજ વગેરે કાર્ય હોવાથી કારણ સિવાય

મિથ્યા કહેવાય છે. છતાં, તેમનાં પોતાનાં વિશેષ કાર્ય છે. તેજ મિથ્યા કહેવાય છે, છતાં તે પ્રકાશ આપે છે, બાળી નાખે છે. તેમજ જગતની પ્રત્યેક વસ્તુ ચેતન વ્યતિરિક્ત (સિવાય) નામરૂપ દૃષ્ટિથી મિથ્યા હોવા છતાં પોતપોતાનું કાર્ય કરે છે.

તાત્પર્ય જગત નામરૂપ દૃષ્ટિથી મિથ્યા અને એમાં વ્યાપ્ત કારણરૂપ બ્રહ્મદૃષ્ટિથી સત્ય જ છે, નામરૂપ પરથી દૃષ્ટિ ખસેડી લઇએ તો બધું બ્રહ્મ જ છે.

૮

## જીવ અને ઇશ

હરેક પિંડ(શરીર)માં આનંદ-સ્વરૂપ ચેતન અંતઃકરણ સહિત જીવ કહેવાય છે આ સર્વ-વ્યાપ્ત ચેતન એક હોવા છતાં અનેક દેહ હોવાથી અંતઃ-કરણયુક્ત જીવ અનેક દેખાય છે; જેમ એક જ સર્વવ્યાપ્ત આકાશ અનેક ઘટોના લીધે અનેક ઘટાકાશ દેખાય છે.

જલના એક વિશિષ્ટ ભાગને જલબિંદુ કહીએ છીએ અને આખા સમુદાયને સાગર કહીએ છીએ. કેરી, લીમડો, જાંબુડો, આમલી, જામ, એમ નાના પ્રકારનાં વિશિષ્ટ વૃક્ષો હોય છે, તેમના સમુદાયને બગીચો કહીએ છીએ. બગીચો એ વિશિષ્ટ વૃક્ષોથી કંઇ જુદો નથી. તેમજ એકે એક દેહમાં વ્યાપ્ત અંતઃકરણ યુક્ત ચેતનને જીવ કહે છે. અને એવા બધા જીવોના સમુદાયને એટલે બધામાં વ્યાપ્ત ચેતનને ઇશ્વર કહે છે. જીવ ઇશ્વરનો અંશ કહી શકાય. એટલે ઇશ્વર કાંઈ જીવોથી જુદો ત્રાહિત વ્યક્તિ નથી. જીવને પોતાના દેહનું અભિમાન હોય છે, તો ઇશ્વરને બધા બ્રહ્માંડનું અભિમાન હોય છે, દેહમાં વ્યાપ્ત સંસ્કાર-વાળા ચેતનને જીવ કહે છે, અને સંસ્કાર રહિત ચેતનને ચેતન, આત્મા, કૂટસ્થ, સાક્ષી કહે છે. તેમજ સર્વસૃષ્ટિ-

વ્યાપ્ત બધા જીવોના સંસ્કારવાળા ચેતનને ઈશ, ઇશ્વર, પરમેશ્વર, ભગવાન કહે છે, અને સંસ્કાર સમુદાય ઉપાધિ-રહિત ચેતનને બ્રહ્મ, પરબ્રહ્મ, પરાવિભૂતિ એમ કહે છે. એમ તો જીવ, આત્મા, ઈશ, બ્રહ્મ બધું એક જ સચ્ચિદા-નંદ જ છે. સંસ્કારોને લીધે જીવનું અંતઃકરણ વિકૃત હોય છે. એટલે અજ્ઞાન, અવિદ્યાથી યુક્ત હોય છે. આ અવિદ્યાને લીધે જ તે સ્વયં આનંદઘન છતાં પોતાને દુઃખી માને છે, પૂર્ણ હોવા છતાં અપૂર્ણ માને છે. સંપૂર્ણ બ્રહ્માંડની આગળ એક દેહ એટલો અલ્પ છે કે નહિ જેવો જ. તેથી આ દેહના અભિમાની જીવનું જ્ઞાન પણ એટલું અલ્પ છે કે નહિ જેવું જ. તેથી જ જીવ અજ્ઞાની કહેવાય છે. અલ્પ અલ્પ ઉપાધિઓથી વ્યાપ્ત ચેતન અલ્પનો અભિમાની હોવાથી જેમ અલ્પજ્ઞ છે, તેમ ઈશ સર્વ બ્રહ્માંડમાં વ્યાપ્ત હોવાથી સર્વનો અભિમાની હોવાથી તે સર્વજ્ઞ હોય એ સ્વાભાવિક જ છે, તેથી તેમની વિદ્યા(જ્ઞાન) ઉપાધિ કહેવાય છે. એટલે તે સર્વશક્તિમાન, સત્ય સંકલ્પ, સર્વ દયાસિંધુ વગેરે ગુણોથી વિભૂષિત છે. તેથી તે સગુણ વિભૂતિ યા સગુણ બ્રહ્મ કહેવાય છે. અજ્ઞાની જીવ અપૂર્ણ, અસહાય અને દુઃખી હોવાથી સર્વશક્તિમાન, સર્વદયાસિંધુ એવા ઈશ્વરની કૃપા સંપાદન કરવા ચાહે, એ મહાનની સહાયતા માગે, એ તદ્દન સ્વાભાવિક છે. ભગવાન સિવાય બીજો કોઇ સહાયતા કરનાર ન હોવાથી ભગવાનની જ અનન્ય

શરણાગતિ તેને ઈષ્ટ છે. જીવને કેવળ ભગવાન એક જ સહાયતા કરનાર છે.ભગવાન પર જીવનો પરમ ને નિરંતર પ્રેમ સ્વાભાવિક છે, કેમકે તે તત્ત્વથી એક જ છે. પોતાનો પોતાપર જ પ્રેમ બધા કરતાં મોટો હોય છે.જેમ જીવનો તેમ ઈશ્વરનો જીવ પર સ્વાભાવિક જ પ્રેમ છે. જો જીવ ભગવાનની સાથેનો પોતાનો સંબંધ જાણે તો આ બધું તદ્દન સ્વાભાવિક જ છે. તે માટે બીજા કાંઈ પ્રયાસની આવશ્યકતા નથી, અજ્ઞાનવશ એ ભૂલી જાય છે. તોપણ પ્રેમ સ્વાભાવિક હોવાથી તે પ્રગટ દેખાય; પણ એ તરફ એની દૃષ્ટિ તો જવી જોઈએ. એ તો વિષયોમાં એટલો લિપ્ત છે કે એને ઈશ્વર તરફ જવાની ફુરસદ જ નથી મળતી. એક ક્ષણ માટે પણ જો એ વિષયથી મોઢું ફેરવી ઈશ્વર તરફ કરે તો તે એના અંતઃકરણમાં જ છે. પ્રેમ પ્રગટ થાય, અને એને અનુપમ સુખ મળે.

ભગવાન સર્વજ્ઞ છે. જીવ પોતાનો છે એ તે જાણે છે; તેથી તેમનો જીવ પરનો પ્રેમ સ્વાભાવિક હોય છે જ. તે જીવને કદી ભૂલતા નથી. તેને સહાયતા કરવા, તેનો યોગક્ષેમ ચલાવવાને સંપૂર્ણપણે તૈયાર જ છે. પણ વાત એમ છે કે ભગવાન જીવના તરફ મોઢું કરી તૈયાર ઊભા છે; પણ જીવે ભગવાન તરફ પીઠ ફેરવી વિષયો તરફ મોઢું ફેરવી રાખ્યું છે; તે વિષયમાં લિપ્ત છે, તેમાં જ રમમાણ છે. તેથી જ્યારે ભગવાન જુએ છે કે બાળક જીવ

રમતમાં જ રમી રહ્યો છે, તો પછી એને છેડતા નથી; જાણે છે કે કદી ને કદી થાકશે, ધરાઈ જશે એટલે ઉપરતિ થશે, ત્યારે હું તેને એકદમ મારા તરફ ખેંચી લઇશ. વચ્ચે વચ્ચે પણ સંસાર રૂપી રમતમાં જ્યારે તે પડી જાય છે, દુઃખી થાય છે ત્યારે તે તેને મદદ કરે છે. આવી રીતે તે હમેશાં કૃપા કરતા જ રહે છે. તોપણ જીવ વિષયોથી અંધ હોય છે કે તેમણે કરેલી કૃપાને તે જોતો જ નથી. જો તે કૃપાને જુએ તો તેની વૃત્તિ ભગવાન તરફ આપોઆપ ફરે.

ઉપર કહ્યા પ્રમાણે જો જીવને ઇશની સાથેના પોતાના સંબંધનું જ્ઞાન થાય તો તેનો ઇશ તરફનો પ્રેમ સ્વાભાવિક-પણે પ્રગટ થાય. આ પ્રેમ સ્વાભાવિક હોવાથી શુદ્ધ હોય છે. આ પ્રેમમાં કંઇ ફળની ઇચ્છા નથી. તે અહૈતુકી છે. સુખ, ભય વગેરે કોઈપણ હેતુ સ્વાભાવિક પ્રેમમાં હોઈ શકે નહિ. પોતા ઉપરનો પોતાનો પ્રેમ નિર્હેતુક, સ્વાભાવિક અને નિરંતર હોય છે. અને તે પરમ પ્રેમ હોય છે. બીજા પર પ્રેમ એટલો ન હોઇ શકે, જેટલો પોતા પર હોય છે. બીજા પર પ્રેમ કરવામાં કંઇ ને કંઈ ફળની ઇચ્છા અવશ્ય હોય છે, પછી ભલે એ સુખની હોય. ઇશ પર પ્રેમ થાય તો એની વૃત્તિ એમનામાં જ ચોંટે, કેમકે ત્યાં પરમ સુખનો અનુભવ હોય છે. પછી એની વૃત્તિ વિષય તરફ જશે જ નહિ. અર્થાત્ આસક્તિ ન હોય તો પછી બંધન ક્યાંથી અને દુઃખ પણ ક્યાંથી ?



## અવતારરહસ્ય

જે બ્રહ્મ સર્વવ્યાપ્ત, કેવલ ચેતન, નિર્ગુણ, નિરાકાર અને અવ્યક્ત છે, તે જ બ્રહ્મ વિશ્વરૂપે સગુણ, સાકાર અને વ્યક્ત થાય છે. આ વિશ્વવ્યાપ્ત બ્રહ્મને ઈશ્વર કહે છે. બ્રહ્મ ઈશ્વરની પરાવિભૂતિ કહેવાય છે. ઈશ્વર ત્રણ ગુણોના આશ્રયથી ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કાર્ય કરે છે. જ્યારે રજોગુણના આશ્રયથી ઉત્પત્તિનું કાર્ય કરે છે ત્યારે તે બ્રહ્મા કહેવાય છે. સત્ત્વગુણના આશ્રયથી રક્ષણનું કાર્ય કરે છે ત્યારે વિષ્ણુ; અને તમોગુણના આશ્રયથી લયનું કાર્ય કરે છે ત્યારે શંકર કહેવાય છે. પ્રાણી જ્યારે કંઈ આપત્તિમાં હોય છે ત્યારે રક્ષણ માટે વિષ્ણુ ભગવાનની પ્રાર્થના કરે છે, અને વિષ્ણુ ભગવાન એની મનોકામના પૂર્ણ કરે છે, એને સહાયતા કરે છે. જ્યારે જ્યારે અધર્મ ઘણો ફેલાય છે ત્યારે ત્યારે ભક્તોના રક્ષણાર્થે આવશ્યકતાનુસાર એ અવતાર પણ લે છે. અવતારનો હેતુ ભક્તોના સંકલ્પ હોય છે; એ સંકલ્પોને પૂર્ણ કરવા માટે પરિસ્થિતિ પ્રમાણે જે પ્રકારના અવતારની આવશ્યકતા હોય તે પ્રકારનો અવતાર ભગવાન લે છે. ભક્ત પ્રહ્લાદમાટે હિરણ્યકશ્યપુને પ્રાપ્તવરદાનાનુસારભગવાને

શ્રી નૃસિંહ રૂપથી અને બાળક ધ્રુવને માટે શ્રી નારાયણ રૂપથી અવતાર લીધો. આ અવતારોનો હેતુ કોઈ વખતે એક ભક્તનો સંકલ્પ હોય છે, તો કોઈ વખતે ઘણા ભક્તોના સંકલ્પ હોય છે. અને આ સંકલ્પો અનુસાર કોઈ વખતે એકાદ બે કાર્ય કરવાનાં હોય છે, તો કોઈ વખતે કેટલાંક નાનાં મોટાં કાર્યો કરવાનાં હોય છે. શ્રી નારાયણ અવતારનો હેતુ ભક્ત ધ્રુવના સંકલ્પ માટે જ હતો. એટલે અહીં મુખ્ય કાર્ય કેવળ એમની સંકલ્પપૂર્તિ જ હતી. શ્રી નૃસિંહ અવતારનો હેતુ પ્રહ્લાદના સંકલ્પ સિવાય બીજા ઘણા ભક્તોના સંકલ્પો હતા. હિરણ્યકશિપુનો અત્યાચાર ઘણો વધી ગયો હતો, ઘણા લોકોને પોતાનું ધાર્મિક કાર્ય કરવામાં અડચણ પડતી, તેથી ઘણા ભક્તોની પ્રભુ પ્રત્યે પ્રાર્થના હતી. કાર્યાનુસાર કોઈ અવતાર ટૂંક સમય માટે, તો કોઈ અવતાર લાંબા સમય માટે હોય છે. શ્રી નારાયણ અવતાર અને શ્રી નૃસિંહ અવતાર ટૂંક સમય માટે હતા. દશરથ, કૌશલ્યા અને બીજા અનેક ભક્તો માટેનો શ્રી રામાવતાર તેમજ વસુદેવ દેવકી અને તે સમયના બીજા અનેક ભક્તો માટેનો શ્રી કૃષ્ણાવતાર ઘણા લાંબા સમય માટે હતા. બીજા બધા અવતારો કરતાં શ્રી કૃષ્ણાવતાર ઘણો મહત્ત્વપૂર્ણ છે. શ્રી કૃષ્ણે ધર્મના રક્ષણાર્થે, અસુરોના સંહાર ઉપરાંત જીવોના પરમ કલ્યાણ માટે ઉપનિષદ્ જેવા ગહન ગ્રંથોનું મન્થન

કરી, એના સારરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતા જેવો અતિ મહત્ત્વનો સરળ ગ્રંથ પ્રગટ કર્યો, અને પોતે તે અનુસાર આચરણ કરી બતાવ્યું. જ્ઞાનયુકત વ્યવહાર કેમ થાય, તે એમણે પ્રત્યક્ષ કરી બતાવ્યું. એમના એ વ્યવહારમાં જ્ઞાન, ભકિત તથા કર્મયોગ સ્વાભાવિક આવી ગયા છે આ જ આ અવતારની ખાસ વિશેષતા છે. આચરણથી એમનો ઉપદેશ સરળ અને પ્રભાવશાળી થઈ ગયો છે. કાર્યાનુસાર આવી રીતે સ્વતંત્ર દેહ ધારણ કરીને ભગવાન અવતાર લે છે, તો કયારેક જ્યારે આવી આવશ્યકતા ન હોય, કંઈ સાધારણ કાર્ય હોય, ત્યારે બીજાના શરીરમાં પ્રવેશ કરી અવતાર લે છે. આને આવેશાવતાર કહે છે. જ્યારે બીજાના દેહમાં ભગવાન પ્રવેશ કરે છે ત્યારે એ દેહધારી જીવને પોતાનું કંઈ ભાન હોતું નથી. ભગવાન એ દેહ દ્વારા પોતાનું કાર્ય સિદ્ધ કરે છે. આ વખતે એ શરીરની બધી કાંતિ બદલાઈ જાય છે. શરીર, નેત્ર, વાણી બધું દિવ્ય થઈ જાય છે. કાર્ય થઇ ગયા પછી ભગવાન અંતર્ધાન થઈ જાય છે. પછી એ જીવને ધીરે ધીરે પોતાનું ભાન થાય છે. એને શાંતિનો અનુભવ થાય છે. પણ એ સિવાય બીજો કોઈપણ અનુભવ એને થતો નથી. ભગવાન જે કાર્ય કરી ગયા હોય છે તેની પણ એને ખબર હોતી નથી. શાંતિ થોડા સમય માટે રહે છે. પછી એ જેવો હતો તેવો ને તેવો થઈ જાય છે. એમાં

કાંઈપણ પરિવર્તન થતું નથી. કેમકે આ અવતાર માટે એનો કોઈપણ સંકલ્પ જ ન હતો. જેનો સંકલ્પ હતો તેનો સંકલ્પ પૂર્ણ થયો. આવી રીતે દેવીદેવતાનો પ્રવેશ પ્રાણીઓમાં દેખાય છે. દેવી પોતાનું કામ કરે છે, જેના દેહમાં તે પ્રવેશ કરે છે તેનું એને કાંઈપણ ભાન હોતું નથી. કદી કદી દેવી દેવતાનો ખરો આવેશ જ હોતો નથી, પણ માણસ ખાલી ઢોંગ કરે છે, એ જુદી વાત છે.

આ આવેશાવતાર સિવાય ભગવાન અર્ચામાં (મૂર્તિમાં) પણ પ્રગટ થાય છે. આને અર્ચાવતાર કહે છે. અર્ચક શુદ્ધ હૃદયનો હોય, એનો સંકલ્પ દૃઢ હોય તો એના સંકલ્પાનુસાર ભગવાન અર્ચામાં પ્રગટ થાય છે. પંઢરિનાથ વિઠ્ઠલ ભગવાને પોતાના ભક્ત બાળક નામદેવનો શુદ્ધ દૃઢ સંકલ્પ પૂર્ણ કરવા સાક્ષાત્ પ્રગટ થઈ, બાળકે મૂકેલા નૈવેદ્યમાંથી પોતે ભોજન લીધું. એમની સાથે પ્રત્યક્ષ થઈ રમતા પણ હતા. એવાં કેટલાંક ઉદાહરણો છે.

અર્ચાવિગ્રહના (મૂર્તિના) બે પ્રકાર છે. એક સ્વયંસિદ્ધ અને બીજી સ્થાપિત–પ્રાણપ્રતિષ્ઠા કરેલી. શ્રી બદ્રિનારાયણ, શ્રી જગન્નાથ, શ્રી દ્વારિકાધીશ, શ્રી રણછોડરાય, શ્રી પંઢરીનાથ જેવા વિગ્રહ સ્વયંસિદ્ધ છે. ભક્તોના સંકલ્પાનુસાર જેમ ભગવાન દેહધારી થઇને અવતરે છે, તેમજ ભક્તોને હમેશાં લાભ થાય, અને ધર્મનું રક્ષણ થયા કરે એ હેતુથી અહીં અર્ચારૂપથી ભગવાન

વાસ્તવ્ય કરે છે અને ભક્તોના સંકલ્પ પૂરા કરે છે.

ભગવાનના આ અર્ચાવતાર સંબંધી કેટલાક લોકોને એવી શંકા થાય છે કે જો અર્ચાવિગ્રહ પ્રત્યક્ષ ભગવાન જ હોય તો જે લોકો હમેશ ભગવાનના સાનિધ્યમાં જ રહે છે, એમની સેવાપૂજા કરે છે, એમનાં હૃદય અપવિત્ર કેમ રહે છે? એ દુ:ખી કેમ હોય છે? એમના પર કૃપા કરી ભગવાન એમનું યોગક્ષેમ કેમ ચલાવતા નથી?

આના સમાધાનમાં પહેલાં એ યાદ રાખવું જોઇએ કે ભગવાન ભક્તોના સંકલ્પાનુસાર જ બધું કાંઈ કરે છે. પાછળ વિવેચન થઈ ગયું છે કે "જીવોનો સંકલ્પ જ ભગવાનનો સંકલ્પ હોય છે." જો આ વસ્તુ બરાબર ધ્યાનમાં રહે તો પછી ઉપરની શંકાઓનું સમાધાન સહેજે થઈ જાય છે. અર્ચાવિગ્રહ (મૂર્તિ) પ્રત્યક્ષ ભગવાન છે. પૂજારીઓનો એવો ભાવ પાકો હોતો નથી. અર્ચાવિગ્રહમાં ભગવાન સાથેસાથે સ્થૂલ મૂર્તિનો પણ ભાવ હોય છે. એમનાં બધાં આચરણ એવા પ્રકારનાં હોય છે કે એ અર્ચાવિગ્રહ સ્થૂલ મૂર્તિ જ છે. ભગવાન પ્રત્યક્ષ મનુષ્યરૂપથી સામે ઊભા હોય, તે વખતે જેવો વર્તાવ થાય, તેવો વર્તાવ અર્ચાવિગ્રહની સામે થતો નથી. કેમકે એ એમ માને છે કે અર્ચાવિગ્રહ સ્થૂલ મૂર્તિ જ છે ને ભગવાન તો અમારા ભાવમાં છે. તેથી જ ભગવાન તરફથી જે કાર્ય થવાની આપણે અપેક્ષા રાખીએ છીએ

તે કાર્ય એ અર્ચાવિગ્રહથી થતું દેખાતું નથી. ભક્તોના સંકલ્પમાં કંઇ બળ હોતું નથી. તેમજ અર્ચાવિગ્રહ તે તેમને માટે પ્રત્યક્ષ ભગવાન પણ હોતા નથી. એટલે નથી તો તેમની અંતઃકરણશુદ્ધિ થતી કે નથી તેમનું યોગક્ષેમ સારી રીતે ચાલતું. અર્ચાવિગ્રહની શી વાત કરો છો? પ્રત્યક્ષ મનુષ્યદેહમાં પણ તે ભગવાનને ભગવાન નથી જાણતા. યાદવકુળમાં શ્રી કૃષ્ણ પ્રત્યક્ષ છતાં ઉદ્ધવ સિવાય બીજા યાદવો એમને ભગવાન જાણતા ન હતા. તેથી જ યાદવોની અંતઃકરણશુદ્ધિ થઇ નહિ. તેઓ બીજા લોકો જેવા જ હતા. સમુદ્ર ભરેલો હોય છે. પણ માણસ પોતાના પાત્રાનુસાર જ એમાંથી જળ લે છે. વધારે ક્યાંથી લઈ શકે? જેમ નાના પાત્રમાં વધારે જળ ન આવે તેથી સમુદ્રના સમુદ્રપણામાં કાંઈ બાધા આવતી નથી. સમુદ્ર તો સમુદ્ર જ છે.

૧૦

## સૃષ્ટિની ઉત્પત્તિ અને નાશ

કોઈપણ વસ્તુનું યથાર્થ જ્ઞાન કોઈપણ પ્રકારનાં આજનાં સાધનોથી પ્રાપ્ત થઈ શકતું નથી. પાશ્ચાત્ય દેશોમાં ભૌતિક શાસ્ત્રોની ઘણી પ્રગતિ થઈ છે, છતાં કોઈપણ વસ્તુનું યથાર્થ જ્ઞાન તેનાથી થવું અશક્ય છે. અહીંના પહેલાંના ઋષિમુનિઓ યોગ દ્વારા યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરી શકતા હતા. જો તેમને કોઈ વસ્તુનું પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો તે એના પર સંયમ કરતા. સંયમ એટલે એક જ વસ્તુ પર ધારણા, ધ્યાન અને સમાધિ કરવાં તે. પૂર્વ સંકલ્પ સાથે સંયમ દ્વારા યોગી જે કાંઈ જાણવા ચાહે તે જાણી શકતા હતા. કોઈ વનસ્પતિ પર જો તે સંયમ કરે તો તેના ગુણધર્મ તે યથાર્થ જાણી શકતા હતા. આપણા પૂર્વના વૈદ્યક શાસ્ત્ર, જ્યોતિષ શાસ્ત્ર, વગેરે યોગીઓએ સંયમ દ્વારા જાણીને લખ્યાં હતાં. તેથી તેમાંનું જ્ઞાન યથાર્થ છે. એમનું વર્ણવેલું ભૂત, ભવિષ્ય જ્ઞાન પણ યથાર્થ જ છે. યોગીઓએ સૃષ્ટિના ભૂત અને ભવિષ્ય પર સંયમ કરી, તેની ઉત્પત્તિ અને લયના પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. શાસ્ત્રોમાં લખેલું છે કે પ્રત્યેક કાર્ય પોતાના કારણમાં લય થાય છે. જેમ ઘડો, લોટો વગેરે

માટીનાં કાર્ય પોતાના કારણ માટીમાં જ લય થાય છે, એવી રીતે પૃથ્વી કાર્ય અને તેનું કારણ જળ હોવાથી સમય આવતાં પૃથ્વીનો જળમાં લય થશે. બધી સૃષ્ટિ આવી રીતે પોતાના કારણમાં લય પામશે. જ્યારે આ સૃષ્ટિનો નાશ થશે ત્યારે આ બધી પૃથ્વી પ્રથમ જળમય થઈ જશે. વર્ષા એટલી બધી થશે કે જ્યાં જુઓ ત્યાં જળ જ જળ દેખાશેઃ ધરતીકંપ થઈ નીચેથી જળ ઉપર આવશે. નદીનાળાં બધાં જળથી ઊભરાઇ જશે, અને બરફના પહાડ પણ ઓગળીને જળના રૂપમાં વહેવા લાગશે. એ જળમાં જ પૃથ્વીનો લય થશે આને જળપ્રલય કહે છે.

પૃથ્વીનો પોતાના કારણ જળમાં લય થઇ ગયા પછી, જળ પણ પોતાના કારણ તેજમાં લય પામશે. તેજનો વાયુમાં લય થશે, અને વાયુ આકાશમાં સ્થિર થઈ જશે. બધાનું આદિ કારણ ચેતન છે. ચેતનમાંથી જ બધા ઉત્પન્ન થયા છે. અને તેમાં જ બધા લય થઇ જવાના.

સ્થૂલ પંચ મહાભૂતોનો તો આવી રીતે લય થઈ ગયો. હવે જીવોનો વિચાર કરીએ, જ્યારે પ્રલય થાય છે ત્યારે જીવોના ભોગનાં સ્થૂલ સાધન પંચમહાભૂતાત્મક હોવાથી નષ્ટ થઈ જાય છે. ભોગ ન હોવાથી જીવનના બધા સંસ્કાર એમ જ લીન પડ્યા રહે છે. પ્રત્યેક જીવના સંસ્કાર જીવમાં જ એટલે પ્રત્યેક ચેતનમાં (હરેક શરીરમાં વ્યાપ્ત ચેતન)

જ લીન હોય છે. જેમ બધા ઘટોનો નાશ થવાથી બધા ઘટાકાશ એક મહદ્ આકાશમાં જ લીન થાય છે, તેમ બધા દેહના ચેતન દેહના નાશ પછી એકેએક મહદ્ ચેતનમાં—બ્રહ્માંડ ચેતનમાં—જ લીન થાય છે. એટલે એક ઈશ ચેતનમાં જ જીવોના બધા સંસ્કાર લીન પડ્યા રહે છે.

હવે આ જીવોના સંસ્કાર આવી રીતે ક્યાં સુધી એમ ને એમ પડી રહેવાના ? કોઈ ને કોઈ વખતે તે જાગૃત થવાથી જ ઈશને સૃષ્ટિ ઉત્પન્ન કરવાનો સંકલ્પ થાય છે. ઈશ સર્વજ્ઞ અને સર્વશક્તિમાન હોવાથી પંચમહાભૂતાત્મક સૃષ્ટિ ઉત્પન્ન કરે છે. એવી રીતે ભોગસામગ્રી તૈયાર થતાં બધા જીવોના પ્રારબ્ધ અનુસાર દેહ તૈયાર થાય છે. પછી એ જીવો પોતપોતાના અનુરૂપ દેહમાં પ્રવેશ કરે છે. પછી એ પોતાના પ્રારબ્ધાનુસાર ભોગ ભોગવે છે, અને એમાંથી અજ્ઞાનને લીધે નવા સંસ્કાર ઉત્પન્ન થાય છે જે પહેલાંના અપરિપક્વ સંસ્કારોમાં (સંચિતમાં) મળે છે એટલે તે પરિપક્વ થાય છે–પ્રારબ્ધ બને છે. ચાલુ શરીર નાશ થતાં એ પ્રારબ્ધને લીધે નવું શરીર ધારણ કરે છે. એવી રીતે જીવોની જન્મમરણની પરંપરા ચાલુ રહે છે. સૃષ્ટિ ચાલુ રહે છે. એનો ફરી લય થાય છે, અને ફરી ઉત્પત્તિ થાય છે. આવી રીતે આ અનાદિ ચક્ર ચાલ્યા કરે છે.

## ૧૧

# સાક્ષાત્કાર

સામાન્યપણે માણસને વિચાર કરવાથી એટલું તો માલમ પડે છે કે તે શરીરથી જુદો છે. શરીરનો કોઈપણ ભાગ કાપી નાખીએ તોપણ જીવ પોતાને અધૂરો માનતો નથી. સંપૂર્ણ જ માને છે, કારણ કે તે શરીર નથી. તેમજ શરીર બાળી દઈએ છીએ, તે પછી જીવ બીજું શરીર ધારણ કરે છે. એવી રીતે જીવને શરીરથી જુદો જાણી શકાય છે. તેમજ એક ઇંદ્રિયના અભાવે પણ એ રહે છે. એવી રીતે ઇંદ્રિયોથી પણ તે જુદો જ છે. જેમ તે આ સ્થૂલ શરીરથી જુદો છે, તેમ કર્ણાદિ ઇંદ્રિયોથી પણ જુદો છે. તે સારી રીતે પોતાને જીવ તથા શરીર અને ઇંદ્રિયોને પોતે ધારણ કરેલી વસ્તુ સમજે છે. તેથી જ અમારૂં શરીર, અમારી ઇંદ્રિયો એમ કહે છે. આવી રીતે મનને પણ મારૂં મન એમ કહે છે. વધારે સૂક્ષ્મ વિચાર કરતાં આ મનને પોતાનાથી જુદું જાણી શકે છે. મનનું સ્વરૂપ સંકલ્પવિકલ્પાત્મક છે. એ સંકલ્પવિકલ્પ જીવ જુએ છે. એવી રીતે જીવ મનને પોતાથી જુદું જાણી શકે છે. આવી રીતે હું શરીર, ઇંદ્રિયો અને મનથી જુદો છું એ સમજાયું ત્યારે એમને બધાને ધારણ કરનાર હું જીવ

કેવો છું, એનું સ્વરૂપ શું છે, એ જ્ઞાન માટે જરા વધારે સૂક્ષ્મ વિચારની આવશ્યકતા છે.

શરીર અનેક છે. તેમજ ઇંદ્રિયો અને મન દરેક શરીરનાં જુદાં જુદાં હોવાથી અનેક છે. પ્રત્યેક શરીરનો જીવ ભિન્ન છે. જીવ અનેક કહેવાય છે. જીવ અનેક છે. અને એકથી બીજો ભિન્ન છે. આ ભિન્નતાનું કારણ શું? દરેક જીવનાં જન્મમરણ, સુખદુઃખાદિ ભોગ, કામક્રોધાદિક વિકાર ભિન્ન ભિન્ન હોય છે. આ જ જન્મમરણ અને કામ-ક્રોધાદિક સંસ્કાર એક જીવની બીજા જીવથી ભિન્નતા સિદ્ધ કરે છે. દરેક જીવના સંસ્કારસમુદાય ભિન્ન હોય છે. આ સંસ્કારો સિવાય બીજું જીવમાં શું હોય છે તેનો વિચાર કરીએ તો માલમ પડશે કે જ્યારે કામક્રોધાદિક વિકાર નથી હોતા ત્યારે આનંદનો અનુભવ અવશ્ય થાય છે. ગાઢ નિદ્રામાં આ વિકાર નથી હોતા ત્યારે ત્યાં પણ આનંદ માત્ર રહે છે. આ આનંદભોગની વૃત્તિ સિવાય બીજી વૃત્તિઓ ત્યાં લીન હોય છે. કેવળ એ જ વિકારરહિત સાધારણ વૃત્તિ ત્યાં જાગૃત હોય છે. સ્વપ્નમાં એ વિકારી વૃત્તિઓ લીન નથી રહેતી ત્યારે ત્યાં સુખદુઃખનો અનુભવ પણ થાય છે. એટલે હવે દેખાયું કે આનંદ અને સંસ્કારસમુદાય એ બેઉ મળીને જીવ થાય છે.

આનંદ બધા જીવોમાં એક જ છે. એક મનુષ્યને જે આનંદ થાય છે તે જ આનંદ બીજાને પણ થાય છે. એ જ

બધાને થાય છે. જીવના આ આનંદતત્ત્વમાં ભેદ નથી. ભેદ કેવળ સંસ્કારસમુદાયમાં છે. એટલે આ સંસ્કાર-સમુદાયને લીધે જીવો અનેક છે. સંસ્કારસમુદાય વિકારી છે. એમાં વધઘટ થાય છે. એટલે એ નાશવંત છે. આનંદ-તત્ત્વ એક સમાન છે. એમાં કાંઈ પરિવર્તન થતું નથી. એ અવિકારી છે. એમાં વધઘટ થતી નથી. એ અવિનાશી છે. ગાઢ નિદ્રામાં, જે વખતે અંતઃકરણની વિશેષ સંસ્કારવાળી વૃત્તિઓ લીન હોય છે તે વખતે, જે આનંદ થાય છે તે એક સમાન હોય છે, એમાં વધઘટ નથી. જાગૃતિમાં જ્યારે એ વિશેષ સંસ્કારવાળી વૃત્તિઓ જાગૃત થાય છે ત્યારે ન્યૂનાધિક આનંદનો અનુભવ થાય છે. એથી માલમ પડે છે કે આનંદના ન્યૂનાધિક અનુભવનું કારણ સંસ્કાર-સમુદાય છે. ગાઢ નિદ્રા પ્રમાણે જાગૃતિમાં પણ જો એક ક્ષણ માટે વૃત્તિ સ્થિર થાય, એટલે કે વિશેષ સંસ્કારવાળી વૃત્તિઓ જો જાગૃત ન થાય, તો એ વખતે પણ આનંદનો જ અનુભવ થાય છે જીવનું આનંદતત્ત્વ અવિનાશી ચેતનમય અને એક સમાન અને સંસ્કારસમુદાય ભિન્નભિન્ન વિનાશ-યુક્ત છે. વિકારવાળા સંસ્કારસમુદાય રહિત, કેવળ શુદ્ધ ચિદાનંદને આત્મા કહે છે. આ શરીરમાં સંસ્કારસમુદાય સહિત આત્મા યા ચિદાનંદને જીવ કહે છે. વિકારી સંસ્કાર-સમુદાયનો જો સંપૂર્ણ નાશ થાય તો પછી કેવળ આનંદ જ રહી જાય છે.

આ વિકારવાળા સંસ્કારસમુદાયનો નાશ કેવી રીતે થાય છે તેનું વિવેચન વિસ્તારપૂર્વક પહેલાંના અધ્યાયોમાં થયું છે. એ બધાંનું તાત્પર્ય એ છે કે મનુષ્ય જે કાંઈ ક્રિયા કરે છે તે પ્રત્યેક ક્રિયાનો હેતુ પ્રત્યક્ષ યા અપ્રત્યક્ષ સુખની જ ચાહ હોય છે. આ સુખને માટે અનુકૂળતા, પ્રતિકૂળતા પ્રમાણે રાગદ્વેષ અને કામક્રોધાદિક વિકાર ઉત્પન્ન થાય છે, જેથી કરી નવા સંસ્કાર ઉત્પન્ન થાય છે. પોતાના આનંદસ્વરૂપના જ્ઞાનના અભાવથી જ આ સુખની ચાહ હોય છે. અને એ જ વિકાર અને સંસ્કારને ઉત્પન્ન કરે છે. ખરી રીતે સ્વયં વાસ્તવિક આનંદસ્વરૂપ હોવાથી જીવને સુખને માટે બીજા કોઈ બહારના વિષયની ચાહની આવશ્યકતા જ રહેતી નથી. આ ચાહ નાશ થતાં જ જીવ વિકારોથી અને સંસ્કારોથી મુક્ત થાય છે અને હમેશાં આનંદસ્વરૂપ જ રહે છે.

'જીવ આનંદસ્વરૂપ છે' એ જ્ઞાનનું એક અંગ છે, અને 'તેથી આનંદ માટે બહારના કોઈ વિષય યા કાર્યવિશેષની આવશ્યકતા રહી નહિ.' એ જ્ઞાનનું બીજું અંગ છે. પૂર્વ-પરિચિત વસ્તુનું જ્યારે વર્ણન કરવામાં આવે છે ત્યારે તેનું અપરોક્ષ જ્ઞાન થાય છે. અપરિચિત વસ્તુનું વર્ણન કરવામાં આવે તો તેનું જ્ઞાન પરોક્ષ જ રહે છે. જેમ હાથી જેણે જોયો છે તેની આગળ જો હાથીનું વર્ણન કરવામાં આવે તો એને હાથીનું જ્ઞાન અપરોક્ષ (પ્રત્યક્ષ) થાય છે. પણ

જેણે હાથી જોયોજ ન હોય તેને જ્ઞાન પરોક્ષ રહેછે. પરોક્ષ જ્ઞાનની કલ્પના ઠીકઠીક હોતી નથી, અપરોક્ષ જ્ઞાન બરો-બર ચોક્કસ થાયતો તેનો સાક્ષાત્કાર થાયછે. 'જીવ આનંદ-સ્વરૂપ છે' એનું જ્ઞાન તમને અપરોક્ષ છે; કારણ આ આનંદ-સ્વરૂપનો તમને પરિચય છે. નિદ્રામાં તેમજ કોઈક કોઇક ક્ષણે જાગૃતિમાં પણ તમને એનો અનુભવ છે. એટલે તમને જ્ઞાનના આ અંગનો સાક્ષાત્કાર થયો. કિન્તુ જ્ઞાનના બીજા અંગની એટલે 'તમે આનંદસ્વરૂપ હોવાથી આનંદપ્રાપ્તિ માટે બહારના કોઈ વિષયનીયાકાર્યવિશેષની આવશ્યકતા રહી નહિ.' એનો અનુભવ કરવો બાકી રહ્યો. આનો અનુ-ભવ કરવો એટલે એને રોજના વ્યવહારમાં ઉતારવું. એમ કરતાં ઘણી અડચણો દેખાય છે. પરંતુ જો એ જ્ઞાન પ્રમાણે પ્રત્યક્ષ વ્યવહાર કરવા માંડીએ તો એટલી અડચણો માલમ પડતી નથી. અને જે માલમ પડે છે તેમાંની ઘણીખરી વિવેક અને વિચારથી દૂર થઇ જાય છે. ક્વચિત્ આમાં (જેનો અનુભવ છે એવા) અનુભવી જ્ઞાનીઓની મદદ લેવી પડે છે. વળી જે ભગવાનને શરણે છે તેમને તો ભગવાન મદદ કરે છેજ. જો સાક્ષાત્કાર કરવાનો દૃઢ સંકલ્પ હોય તો કોઇ ને કોઈ પ્રકારે અડચણો અવશ્ય દૂર થાય. આવો સંકલ્પ કરવો કે નહિ એ તમારા હાથની વાત છે. જો તમે ખરેખર સુખને માટે કાંઈ કરવા ચાહતા હો તો આ અવશ્ય કરી જુઓ. તમને પરમ સુખની પ્રાપ્તિ થશે જ.

જેઓએ ઉપર બતાવેલાં જ્ઞાનનાં બેઉ અંગનો અર્થાત્ સંપૂર્ણ જ્ઞાનનો સાક્ષાત્કાર કર્યો છે તેજ જ્ઞાની મહાત્મા છે. આ જ્ઞાનની જીવન પર શી શી અસર થાય છે, અને એ કેવી રીતે, તેનો વિચાર આગળના પ્રકરણમાં કર્યો છે.

—————૧૨—————

## જીવન પર જ્ઞાનનો પ્રભાવ (પરિણામ)

સાક્ષાત્કારયુક્ત જ્ઞાન એટલે અનુભવસિદ્ધ જ્ઞાન. એનું શરીર, ઇંદ્રિય, મન (આ ભોગનાં કારણો) અને સ્વયં જીવ પર શું પરિણામ થાય છે, અને તે કઇ કઈ રીતે, સાધકનું જીવન કેવું હોય છે, અને જ્ઞાનીનું જીવન કેવું હોય છે, એનો જ વિચાર કરવો બાકી રહ્યો છે, તે આ અધ્યાયમાં કરીએ છીએ. આ વિચાર કરતી વખતે મુખ્ય જ્ઞાનને પહેલાં બતાવવામાં આવ્યું છે, તે કદી પણ ભૂલવું જોઇએ નહિ. 'જીવ સ્વયં આનંદસ્વરૂપ છે' તેથી 'એને વધારે આનંદપ્રાપ્તિને માટે કોઈ પણ વસ્તુની તેમજ કોઇ પણ ક્રિયા કરવાની આવશ્યકતા રહેતી નથી'. જ્ઞાનનાં આ બેઉ અંગોને ખાસ કરીને યાદ રાખવાં જોઇએ.

'હું આનંદસ્વરૂપ છું' એનું હમેશાં ભાન રહેવાથી સાધક હમેશાં આનંદમાં રહે છે, અને એની શાન્તિનો કદી ભંગ થતો નથી. આપણા સ્વરૂપનું જ્ઞાન વિવેક અને મનનથી દૃઢ કરવું જોઇએ. આવી રીતે આ જ્ઞાન જેટલું દૃઢ થતું જશે તેટલો જ એનો આનંદભોગ વધશે. રોજના વ્યવહારના અનુભવથી એ જ્ઞાન વધારે દૃઢ થાય છે. સંશયરહિત જ્ઞાન જ ખરૂં દૃઢ જ્ઞાન છે. એ જ્ઞાન થવાથી નવા સંસ્કાર

ઉત્પન્ન થવાની કદી પણ સંભાવના રહેતી નથી. એવા માણસને વાસના નહિ થાય, અને એમ નિર્વાસન થતાં તે દુઃખોથી સદાને માટે મુક્ત થશે.

સ્વયં આનંદસ્વરૂપ હોવાથી જ્ઞાનીને કોઈપણ બહારના વિષય તથા કાર્યની ચાહ (ખાસ ઇચ્છા) કદી થતી નથી. જેને સાંસારિક સુખનાં સાધન માનવામાં આવે છે, એવાં સ્ત્રી, પુત્ર અને ધનની જ્ઞાનીને પોતાના સુખ માટે જરૂર હોતી નથી. તેથી તેને એના લાભહાનિથી હર્ષશોક થતો નથી. જ્ઞાનીને એ વિષયોની પ્રાપ્તિનો આગ્રહ હોતો નથી, તેમજ એના ત્યાગનો પણ આગ્રહ હોતો નથી. એની પ્રાપ્તિથી તેમજ એના નાશથી એ નિરપેક્ષ હોય છે. તેથી એને કોઈ પણ ચિંતા હોતી નથી, અને કોઈના તરફ અનુકૂળતા તથા પ્રતિકૂળતાનો પણ પ્રશ્ન હોતો નથી. તેથી તેમનાથી થતા રાગદ્વેષ, કામક્રોધ, લોભ, ભયાદિ વિકારો પણ ઉત્પન્ન થતા નથી.

ઉપરના વિવેચનમાં કહેલી એક વાત પર ખાસ ધ્યાન આપવું જોઇએ, તે એ કે 'જ્ઞાની કોઈ વસ્તુ યા કાર્યવિશેષની ચાહ નથી કરતો, તથા એમના લાભ તથા ત્યાગનો આગ્રહ નથી રાખતો. તેમનાથી તે નિરપેક્ષ હોય છે. એમના હોવા ન હોવાથી એનાં સુખદુઃખનો પ્રશ્ન જ નથી. કારણ એ સ્વયં સુખસ્વરૂપ છે.' આનાથી એમ સિદ્ધ થયું કે પ્રવાહપતિત–સંયોગવશાત્ જે વસ્તુ યા કાર્ય એની આગળ આવે

તેનો એ ત્યાગ કરતો નથી. તેમજ કોઈ નવી વસ્તુનો યા કાર્યનો તે આગ્રહ નથી કરતો.

'પ્રવાહપતિત–સંયોગવશાત્'નું તાત્પર્ય સારી રીતે સમજી લેવું જોઇએ. પોતાની પરિસ્થિતિ તથા વાતાવરણ અનુસાર જ જ્ઞાની વસ્તુનું ગ્રહણ તથા ત્યાગ કરે છે. તેમજ શાસ્ત્ર, રૂઢિ અને વિવેક અનુસાર, સ્વાર્થ અને મોહને છોડીને જ્ઞાની સ્વયં જે નિર્ણય કરે છે તે પ્રમાણે વ્યવહાર કરે છે, પછી બીજાની દૃષ્ટિએ એ કાર્ય યોગ્ય હોય યા અયોગ્ય, બધા લોકો એક જ વાત પર સહમત થવા જ જોઇએ એવું નથી. પરંતુ જે વાતને શાસ્ત્ર તેમજ સર્વ સમાજ અનુચિત માને છે તે જ્ઞાની કેમ કરે? એને કોઈ પણ વાતનો વિશેષ આગ્રહ તો હોતો નથી. દાખલા તરીકે વ્યભિચાર, ચોરી, અસત્ય ભાષણ જેવાં સર્વમાન્ય દૂષિત કાર્ય તે કદી પણ નહિ કરે. જેમ બીજા લોકો વ્યવહારધંધો કરે છે તેમ જ્ઞાની પણ કરે છે; અને તે યથાર્થ રીતે. ઉત્સાહ અને પ્રયત્નમાં કાંઈ ખામી હોતી નથી. કારણ અનુત્સાહ અને આળસ ખરાબ હોવાથી તે તેનાથી દૂર જ હોય છે. બીજાના અને એના કાર્યમાં ભેદ એટલો જ રહે છે કે એ ફળથી–લાભહાનિથી સુખીદુ:ખી થતો નથી.

જ્ઞાની પોતાનામાં અને બીજામાં ભેદદૃષ્ટિ રાખતો નથી. પોતાને માટે એક દૃષ્ટિ અને બીજા માટે બીજી, એવું એને હોતું નથી. એની બધી ક્રિયાઓ પક્ષપાત રહિત શુદ્ધ

હોય છે. શુદ્ધ ક્રિયાથી બધાને વધારેમાં વધારે લાભ થાય છે. એની પ્રત્યેક ક્રિયા ક્રિયાને માટે જ હોય છે, તેની પછવાડે કોઇ હેતુ હોતો નથી. બીજા લોકો જેમ પોતપોતાની પરિસ્થિતિ, સંસ્કાર અને વિચાર પ્રમાણે જાતજાતનાં કાર્ય કરે છે, તેમ જ્ઞાની પણ નોકરી, ધંધો, સાર્વજનિક કાર્ય, ઉપદેશ, શાસ્ત્રાવલોકનાદિ કાર્ય કરે છે, અથવા કેવળ એકાન્તસેવન પણ કરે છે.

જ્ઞાની કોઈ વસ્તુ અથવા કાર્યવિશેષનો આગ્રહ નથી રાખતો. એટલે જ્ઞાનીને વાસના (કામના, ખાસ ઈચ્છા) નથી હોતી. જ્ઞાનીને શરીર હોવાથી પ્રારબ્ધને લીધે ભોગની ઈચ્છા અવશ્ય રહે છે. પણ એ ભોગનો એ આગ્રહ કરતો નથી. જ્ઞાનીને એમ વાસના કદી થતી નથી કે અમુક વસ્તુ એને મળવી જ જોઈએ. એ મળે તો જ સુખ, ને ન મળે તો દુઃખ થશે, એમ જ્ઞાનીને હોતું નથી. એ નિરપેક્ષ હોય છે. વાસના દબાઈ રહેવી એ એક વાત છે, અને એનો ક્ષય થવો એ જુદી વાત છે. એક વાસના તીવ્ર હોય ત્યારે બીજી વાસનાઓ દબાઈ રહે છે, ને પછી અનુકૂળ પરિસ્થિતિ પેદા થતાં જાગ્રત થાય છે. મજનુ જ્યારે લયલાની પછવાડે પાગલ થઈ ગયો ત્યારે એના હ્રદયમાં લયલાની પ્રાપ્તિ સિવાય બીજી કશી પણ ઈચ્છા હતી નહિ, કોઇ પણ વસ્તુમાં એને રસ ન હતો, તેને બધું જગત નીરસ થઇ ગયું હતું, તેને સારા જગત પર વૈરાગ્ય

આવ્યો હતો. પરંતુ એથી એમ સિદ્ધ નથી થતું કે એની બધી વાસના નાશ પામી હતી. લયલાની પ્રાપ્તિ થતાં જ, એની એ વાસના શાન્ત થતાં જ, પછી એનું ધ્યાન બીજી વસ્તુઓ તરફ જાત, અને બીજી વાસનાઓ ઉત્પન્ન થાત. જેમ વસ્તુપ્રાપ્તિથી વાસના શાંત થાય છે, તેમ બીજી વસ્તુની વાસના તીવ્રતર થવાથી પહેલાંની વસ્તુ ધીમે ધીમે ભૂલી જવાય છે અને એને લગતી વાસના દબાઈ જાય છે. વાસનાઓ પ્રગટ ન હોય ને દબાઈ રહેલી હોય તો તેનાથી થનારા કામક્રોધાદિ વિકાર પણ પ્રગટ ન થાય, એ સ્વાભાવિક છે. પ્રગટ વાસના હોય છે, તેથી તેના લીધે થનારા વિકાર દેખાય છે જ. અર્થાત્ જ્યાં સુધી વાસનાનો ક્ષય થયો નથી, ત્યાં સુધી વિકારોનો નાશ નથી. પછી ભલે એ વખત ન મળવાથી ન દેખાતા હોય, પણ વખત આવતાં જ તે અવશ્ય દેખા દે છે. પંડિતજી શાસ્ત્રાવલોકનમાં એટલા મગ્ન હોય, એમની શાસ્ત્રવાસના એટલી તીવ્ર હોય કે જેથી એમને સંસારની બીજી કોઈ વસ્તુમાં રસ હોય નહિ. આવે વખતે એમ દેખાય છે કે એમનામાં વાસના જ નથી. વાસનાને અભાવે કામક્રોધાદિક વિકાર પણ દેખાતા નથી. પણ એનો અર્થ એવો નથી કે પંડિતજી અથવા મજનુ જ્ઞાની અથવા પૂર્ણ છે. કેમકે એમની વાસનાઓ ફરી વખત આવતાં ઉત્પન્ન થઇ શકે છે. જ્ઞાનીને કદી પણ વાસના થવાનો સંભવ હોતો નથી, કેમકે એને

પોતાના આનંદસ્વરૂપનો અનુભવ છે, અને તેથી એને કલ્પિત સુખની કદી વાસના ઉત્પન્ન થતી નથી.

એ પહેલાંજ સિદ્ધ થઈ ચૂકયું છે કે વસ્તુની લાભ-હાનિથી યા કાર્યની સિદ્ધિઅસિદ્ધિથી જ્ઞાનીને હર્ષશોક યા કામક્રોધાદિક વિકાર થતા નથી. પરંતુ વિકારોનો હેતુ કેવળ અજ્ઞાન જ હોય છે એમ નથી, બીજાં પણ કારણો હોય છે. એક તો શરીર અને મન પર બહારથી થતા આઘાત; અને બીજું શરીરમાં અને મનમાં થનારા વિકારોનાં આગળનાં કારણો. આ બેઉનો વિચાર કરવો જોઇએ.

આનો વિચાર કરતાં પહેલાં બીજા એક સિદ્ધાન્તની વાત યાદ રાખવી જોઇએ. સુખદુઃખનો ભોગ જીવને થાય છે. જીવનું સ્વરૂપ અંતઃકરણ સહિત ચેતન. ચેતન સ્વયં આનંદસ્વરૂપ હોવાથી તેને સુખદુઃખનો સ્પર્શ પણ થતો નથી. હવે રહ્યું કેવળ અંતઃકરણ. આમાંજ સુખદુઃખનો ભોગ થાય છે. એટલે જીવ અંતઃકરણથી સુખદુઃખનો ભોગ ભોગવે છે. અંતઃકરણમાં જૂના સંસ્કારો હોય છે, અને એનેજ લીધે સુખદુઃખવાળા વિષય પ્રાપ્ત થાય છે. જો અંતઃકરણ ચેતન તરફ વળે તો ત્યાં એને આનંદનોજ અનુભવ થાય. ત્યાં તો દુઃખ હોતુંજ નથી. અહીં અંતઃકરણ-ની સ્થિરતા જેટલી વધારે હોય, તેટલાં વધારે સુખનો એને અનુભવ થાય છે. પૂર્ણ સ્થિરતામાં (સમાધિમાં) આનંદનો અનુભવ અતિશય થાય છે. હવે જો અંતઃકરણને ચેતન તરફ

ન વાળતાં બહારના વિષયો તરફ વાળવામાં આવે તો ત્યાંનાં સુખદુઃખ સંસ્કાર પ્રમાણે પ્રાપ્ત થાય. જેમ અગ્નિમાં દાહક શક્તિ છે એ જ્ઞાન હોય યા ન હોય, અગ્નિનો સંબંધ થતાં જ તે અવશ્ય તાપ આપવાનો. તેમજ ચેતન આનંદ-સ્વરૂપ છે, એ જ્ઞાન હોય યા ન હોય, તોપણ ચેતન જોડે અંતઃકરણનો સંબંધ થતાં જ આનંદનો અનુભવ અવશ્ય થવાનો. ત્યારપછી અંતઃકરણને ચેતનથી હઠાવી વિષયો તરફ લઈ જવામાં આવે એટલે ત્યાંનાં સુખદુઃખ થાય. એથી એ સિદ્ધ થયું કે અંતઃકરણમાં થનારાં સુખદુઃખના અનુભવ જોડે જ્ઞાનનો કોઈ પણ પ્રકારનો સીધો સંબંધ નથી. જ્ઞાન ન હોવા છતાં જો અંતઃકરણ ચેતન તરફ વાળવામાં આવે તો જેટલા વખત સુધી એ ત્યાં રહે ત્યાં સુધી એને આનંદનો અનુભવ થાય છે. હમેશાં સમાધિમાં નિમગ્ન યોગી જ્ઞાની ન હોવા છતાં સદા આનંદી જ દેખાય છે. આનંદનો અનુભવ અંતઃકરણના વિષય તથા સંસ્કાર પર અવલંબિત છે. જ્ઞાન છતાં પણ જો અંતઃકરણનો સંબંધ બહારના વિષયો પર હોય તો દુઃખ થવું સંભવે છે. જેમ શરીરમાં કાંટો, કાચ યા ચાકુ વાગી જાય, અથવા પેટમાં કે દાઢમાં અતિશય દુઃખતું હોય તો એનું દુઃખ જ્ઞાનીને પણ થવાનો સંભવ છે. સંભવ કહેવાનું કારણ એમ છે, કે એના શરીરમાં જે આઘાત થાય છે તેનાથી દુઃખનો અનુભવ થવો એ શરીરના સૂક્ષ્મ તંતુઓ પર અવલંબિત

છે તંતુઓના અભ્યાસ તથા સંસ્કાર પ્રમાણે ઓછુંવત્તું દુઃખ યા દુઃખનો અભાવ હોય છે. ઠંડા દેશના રહેવાસીઓને અમુક પ્રમાણની ઠંડીથી જેટલું દુઃખ થાય તેના કરતાં ગરમ પ્રદેશમાં રહેનારને તેટલી જ ઠંડીથી ઘણું વધારે દુઃખ થાય છે. શહેરના લોકો કે જેમને હમેશાં જોડા પહેરવાની ટેવ હોય છે તેમના કોમળ પગોને પગમાં કાંટો વાગવાથી અતિશય દુઃખ થાય છે; પછી તે ભલે જ્ઞાની હોય. અને ગામડાંના રહેવાસી જે હમેશાં જોડા વગર જ ચાલતા હોય, તેમના પગમાં જો કાંટો વાગે તો તેમને થોડું દુઃખ થાય છે. અને વળી કેટલાકના પગના તંતુ એવા થયેલા હોય છે કે જેમને જરા પણ દુઃખ થતું નથી; પછી ભલે તે અજ્ઞાની હોય. આનાથી એ સાબિત થયું કે શરીરમાં થનારા આઘાત તેમજ તેનાથી થનારા વ્યાધિથી દુઃખ ઓછુંવત્તું થવું યા તદ્દન ન થવું એ શરીરના તે ભાગના તંતુઓના અભ્યાસ અને સંસ્કાર પર અવલંબિત હોય છે, જ્ઞાન પર નહિ. જ્ઞાનથી ચિંતા, શોક, કામક્રોધાદિ વિકાર દૂર થાય છે. તેથી એ વિકારોને લીધે થનારા શારીરિક વ્યાધિઓ અવશ્ય દૂર થાય છે. જ્ઞાની શાન્ત હોવાથી તેના શરીરમાં થનારા આ આઘાતો એ શાંતતાપૂર્વક સહન કરે છે. વિશેષ પ્રકારની બેચેની એનામાં હોતી નથી. એટલે દુઃખ છતાં પણ જ્ઞાનીની શાંતિનો ભંગ થતો નથી, શાંતિ ટકી રહે છે. જ્ઞાની કેવળ

શરીરપુષ્ટિને માટે જ આહાર ગ્રહણ કરે છે. એટલે શુદ્ધ અને પરિમિત આહાર લેવાથી વ્યાધિઓ થવાનો ઘણો ઓછો સંભવ હોય છે. એવી રીતે જ્ઞાનીના શરીરમાં થનારા આઘાત અને વ્યાધિઓ ઉપર જ્ઞાનની સાધારણ અસર હોય છે. શારીરિક આઘાત અને વ્યાધિઓનો આ વિચાર થયો. હવે માનસિક આઘાત અને વ્યાધિઓનો વિચાર કરીએ.

જ્ઞાનપ્રાપ્તિ થયા પછી બહારના વિષયના લાભહાનિથી જ્ઞાની નિરપેક્ષિત રહે છે, કેમકે સ્વયં આનંદસ્વરૂપ હોવાથી કોઈ પણ વિષય એના સુખના સાધક બાધક થતા નથી. તોપણ આરંભમાં પૂર્વ સંસ્કાર અને અભ્યાસને લીધે વિષયનો સંબંધ થતાં જ કામક્રોધભયાદિ વિકાર એક વખત ઉત્પન્ન તો થઈ જાય છે. પણ તરતજ વિવેક આગળ આવે છે. કારણ હવે એને વિવેકનો પણ અભ્યાસ થયેલો હોય છે. વિવેક થતાં જ એ વિકાર એકદમ નિર્બળ થઇ જાય છે. પછી એ વિકારના સંસ્કાર પડતા નથી. તેમજ માન, અપમાન અને તેનાથી થતાં હર્ષશોક આરંભમાં થાય છે, પણ તરતજ વિવેકનો ઉદ્ભવ થતાં નષ્ટ થાય છે. વિષયનો અચાનક સંબંધ થવાથી પૂર્વે સંસ્કાર અને અભ્યાસ એકદમ પોતાનું કામ કરે છે, વિકાર ઉત્પન્ન થાય છે પણ તરતજ વિવેક ઉત્પન્ન થવાથી તે નબળા પડી જાય છે; અને તેથી તેમના નવા સંસ્કાર પડતા નથી, અને જો કોઈ સંસ્કાર પડે તો તે સાધારણ ઉપરઉપરના. આ સંસ્કાર કપડાં

પરના જળના સંસ્કાર જેવા હોય છે, તેનો તરત જ નાશ થાય છે. અજ્ઞાનતાની સ્થિતિમાં વિકારોના થનારા સંસ્કાર એટલા ગાઢ હોય છે કે જે સહેજે જતા નથી. એ કપડા ઉપરના તેલના સંસ્કાર જેવા હોય છે, જે ખાસ ઉપાય કર્યા વગર જતા નથી. એટલું જ નહિ પણ તે મેલને ભેગા કરે છે. તેમજ અજ્ઞાન દશામાં પડેલા સંસ્કાર મળોને (વિકારોને) વધારે એકત્રિત કરે છે. તેલના સંસ્કાર ગરમ પાણી તથા સાબુથી જાય છે. તેમજ આ વિકારના સંસ્કાર સંસારતાપ (સંસારથી થતા વૈરાગ્ય) અને જ્ઞાનથી નાશ થાય છે. જ્ઞાનોત્તર કાળમાં વિચારના સંસ્કાર દૃઢ હોવાથી વિકારોની ઉત્પત્તિ ધીરેધીરે ઓછી થતી જશે, અને એક વખત એવો આવશે કે પછી સમૂળગા ઉત્પન્ન થશે જ નહિ. અને પછી પૂર્વ જન્મના સંચિત સંસ્કારોમાં નવા (ક્રિયમાણ) સંસ્કાર ન મળવાથી નવું પ્રારબ્ધ નહિ બને. અને તેના માટે નવા શરીરની આવશ્યકતા ન રહી હોવાથી જ્ઞાની જન્મમરણના ફેરામાંથી મુક્ત થશે.

હવે મનના વિકારો સંબંધી જરા વિશેષ વિચાર કરીએ. 'વિકાર' શબ્દ 'વિ' ઉપસર્ગ સહિત 'કૃ'ધાતુથી થાય છે. 'વિ' એટલે વિશેષ, તેથી 'વિકાર'નો અર્થ વિશેષ ક્રિયા થાય છે. કોઇપણ વિશેષ ક્રિયાને વિકાર કહેવામાં આવે છે. જ્યારે કોઈપણ વિચાર થાય છે ત્યારે અંતઃકરણની સ્થિર સ્થિતિમાં ક્રિયા–વિક્રિયા જરૂર થાય છે.

જ્યાં સુધી શરીર છે, મન છે ત્યાં સુધી વિકારો થવાના જ. પરંતુ બધા વિકારો ખરાબ હોતા નથી અને સંસાર-બંધનના હેતુ થતા નથી. કામક્રોધાદિક ષડ્‌વિકાર કહેવાય છે. આ વિકારોથી શરીરમાં તેમજ મનમાં વિકૃતિ એટલે રોગ થાય છે. તેથી અહીં વિકાર એ વિકૃતિ, રોગ અથવા દોષના અર્થમાં છે. આ વિકારોનો ત્યાગ આવશ્યક છે, કેમકે એ દુઃખદાયી છે. આ વિકાર કામનાથી ઉત્પન્ન થાય છે. જ્ઞાનીને કામના ન હોવાથી તેમને એ વિકાર થતા નથી. કામ વિકાર છે. પણ તે શુદ્ધ અને અશુદ્ધ એમ બે પ્રકારનો છે. પ્રજોત્પત્તિ માટેનો કામ શાસ્ત્ર, રુઢિ અને વિવેક અનુસાર હોય છે, તેથી તે શુદ્ધ કહેવાય છે. આવો શુદ્ધ કામ દોષવાળો નથી. તેમજ તે બંધનનો હેતુ પણ હોતો નથી. પરંતુ શાસ્ત્રાદિકની વિરુદ્ધ એવો કામ અશુદ્ધ હોય છે. તેથી તે દોષિત હોય છે. આ કામને કામવાસના કહેવામાં આવે છે. જેમ ઇચ્છા અને કામના અથવા વાસનામાં ફેર છે, તેમ શુદ્ધ કામ અને અશુદ્ધ કામ યા કામવાસનામાં ફેર છે. પ્રારબ્ધના ભોગ ભોગ-વવાના જ હોવાથી તે સબંધી ઇચ્છાઓ થવાની જ. એ સ્વાભાવિક છે, એ ઇચ્છામાં આગ્રહ હોતો નથી. એ જીવને પરવશ કરતી નથી. એની સિદ્ધિઅસિદ્ધિથી જ્ઞાનીને હર્ષશોક થતો નથી. જ્ઞાની તેમાં ઉદાસીન હોવાથી આ ઇચ્છાથી સંસ્કાર ઉત્પન્ન થતા નથી. વાસના (કામના)માં

આગ્રહ હોય છે, કારણ તેના પર સુખ અવલંબિત હોય છે, તેથી તેની સિદ્ધિ–અસિદ્ધિથી હર્ષશોક થાય છે, એ જીવને વિહ્વલ કરે છે, શાંતિનો ભંગ કરે છે. તેથી તેનો ગાઢ સંસ્કાર અવશ્ય પડે છે. આ જ ભેદ શુદ્ધ અને અશુદ્ધ કામમાં છે. શુદ્ધ કામ બાધક ન હોવાથી તેના ત્યાગની આવશ્યકતા નથી. પ્રારબ્ધવશાત્ એ થાય અથવા ન થાય. પણ કામવાસનાનો ત્યાગ તો અવશ્ય થવો જ જોઇએ. શુદ્ધ કામ પ્રમાણે શુદ્ધ ક્રોધ, શુદ્ધ લોભ, શુદ્ધ ભય વગેરે પણ થઈ શકે એમ કેટલાક માને છે. એમનું કહેવું એમ છે કે પરમાર્થ અને શુભ કાર્ય માટે જ્યારે એમનો ઉપયોગ થાય છે ત્યારે એ શુદ્ધ હોઈ આવશ્યક છે. પણ આ માન્યતા વિચારના અભાવને લીધે છે. અનુભવ એવો છે કે જો મનુષ્યમાં વિવેક જાગૃત હોય તો ક્રોધભયાદિકની કોઇ પણ જગ્યાએ આવશ્યકતા રહેતી નથી. સમાજમાં આની આવશ્યકતા રૂઢ હોવાથી શાસ્ત્રમાં કોઇ કોઇ જગ્યાએ એનો ઉલ્લેખ હોય છે. પણ એ માન્યતા કેટલી ભૂલ ભરેલી છે તે એક બે દાખલાઓથી સ્પષ્ટ થશે. ઇશ્વરનો ભય, નરકનો ભય, રાજદંડનો ભય, આબરૂનો ભય એને લીધે જ સમાજ સદાચારથી ચાલે છે ને ચોરીવ્યભિચારાદિ નથી કરતો. તેથી આવો ભય સમાજ અને શાસ્ત્રોએ આવશ્યક માન્યો છે. આને એ લોકો શુદ્ધ ભય કહે છે. હવે જોવા જઇએ તો વિવેકથી સારાં નરસાં

કાર્યનો નિશ્ચય અને તેવી કૃતિ થઈ શકે છે. પણ આ વિવેકને દૂર ફેંકીને ભયની આવશ્યકતા માની છે, કેમકે એ સહેલું છે. પણ આજકાલના જમાનાના લોકો ઇશ્વર, અને પાપને માનતા જ નથી. તેથી છૂપી રીતે ચોરી, વ્યભિચાર આદિ કાર્ય કરે છે, કે જેથી રાજદંડ અને આબરૂના ભયથી બચી જવાય. મનુષ્યનું હૃદય ચારે તરફથી ભયથી ચગદાઈ ગયું છે. એની પ્રકૃતિ જ ભયની બની ગઈ છે. તેથી સમાજ કદી ઉચ્ચ દશાને પ્રાપ્ત કરી શકવાનો નથી. તેમજ કોઇ લોભી પરોપકાર માટે એક મોટી રકમ આપે તેથી તેનો લોભ શુદ્ધ ન કહેવાય. એમ તો ચોરી કરી, લૂંટ કરી, બીજાપર જુલમ કરી પરોપકારમાં મદદ કરનારનાં એ કૃત્યો પણ શુદ્ધ ગણાશે. આનાથી એ સ્પષ્ટ થયું કે શુદ્ધ ક્રોધાદિકની જે કલ્પના વિવેકને અભાવે સમાજમાં ચાલેલી છે તે ભૂલભરેલી છે.

હર્ષ શોક પણ વિકાર છે, ને દુઃખમૂલક હોવાથી દોષ જ છે. જ્ઞાનીને હર્ષશોક હોતાં નથી. સુખદુઃખ પણ વિકાર છે. જે સંસ્કાર અને પરમાણુઓથી મન અને શરીર બન્યું છે તેને જે અનુકૂળ હોય તેમાં સુખ, અને પ્રતિકૂળ હોય તેમાં દુઃખ મળે છે. આ સંસ્કાર અને પરમાણુઓમાં ફેરફાર થઈ શકે છે. શરીર સ્થૂળ હોવાથી એના પરમાણુઓમાં ફેરફાર થવો અઘરો છે. પરંતુ મનના પરમાણુઓ સૂક્ષ્મ હોવાથી એમાં ફેરફાર થવો સહેલો

છે. જ્ઞાનીના આ સંસ્કાર ધીમેધીમે તદ્દન બદલાઈ જાય છે; એવા કે એમની અનુકૂળતા પ્રતિકૂળતામાં કાંઈપણ સુખદુઃખનો વિકાર થતો નથી. શરીરના પરમાણુ એટલા જલદી બદલાતા નથી તેથી તેની અનુકૂળતા પ્રતિકૂળતામાં જ્ઞાનીને પણ સુખદુઃખનું ભાન થાય છે. તો પણ પોતે આનંદસ્વરૂપમાં હોવાથી એ તીવ્ર ભાસતું નથી. તેથી જ તેમના સંસ્કાર પડતા નથી ને જે પડે છે તે સાધારણ.

રોજના વ્યવહારનાં કેટલાંક કર્મો એવાં હોય છે કે જેમાં કામ, ભય, ક્રોધ, લોભ, અન્યાય, હિંસા, સ્તેય વગેરે ગુપ્ત રૂપથી હોય છે. તે એટલા સૂક્ષ્મ હોય છે કે અતિશય સૂક્ષ્મ વિવેક વગર દેખાતા નથી. નાનાં બાળકોને કરેલું ચુંબન નિર્દોષ કહેવાય છે પણ તેમાં ઘણું કરીને સૂક્ષ્મ કામવિકાર હોય છે. દરરોજના આપણા એવા કેટલાક વ્યવહાર હોય છે જેમાં પક્ષપાત—અન્યાય હોય છે. ઘરને તાળું મારવામાં ભય, આસક્તિ અને લોભની છાયા હોય છે. એવાં અનેક કૃત્યો હોય છે જેમાં સૂક્ષ્મ કામવિકારાદિ હોય છે. તોપણ એ ખરેખર વિકાર છે કે નહિ એનો નિશ્ચય કરવો એ ઘણું અઘરૂં છે. એક જ કૃત્ય વિકાર સહિત અથવા વિકાર રહિત હોઈ શકે છે. વિવેકી પોતાના કૃત્યનો નિર્ણય સ્વયં કરી શકે છે. એ કૃત્યનો નિર્ણય બીજા કરી શકે નહિ. કેવળ તાળું મારવાથી જ કર્તામાં ભયાદિ વિકાર છે કે નહિ એ સાબિત થઇ શકે

નહિ. જ્ઞાનીને તાળું મારવા છતાં ભયાદિની વૃત્તિ નથી રહેતી. તાળું તૂટ્યા પછી અંદરની વસ્તુઓ ચોરાઈ ગયે લોભાદિ વૃત્તિ છે કે નહિ તે દેખાય છે. જ્ઞાનીને એ વિકાર થતા નથી. જ્ઞાનીનાં એવાં કૃત્યો પૂર્વના અભ્યાસ તથા સંસ્કારથી થાય છે. તેનાં એવાં કૃત્યોથી તેનામાં નવા સંસ્કાર પડતા નથી.

જેમ અસાધારણ શરીરસામર્થ્ય જ્ઞાનીનું લક્ષણ નથી, તેમજ અસાધારણ માનસિક સામર્થ્ય પણ જ્ઞાનીનું લક્ષણ નથી. ભૂત ભવિષ્ય જાણવું, બીજાના મનની વાત જાણવી, દૂર શું થાય છે તે જાણવું, એ બધી માનસિક શક્તિઓ છે. એ જ્ઞાનીનાં લક્ષણ નથી. તેમજ અણિમા, લઘિમા વગેરે અષ્ટ મહાસિદ્ધિઓ પણ મનની અસાધારણ શક્તિઓ છે. એનો જ્ઞાન જોડે કંઈ અનન્ય સંબંધ નથી. જ્ઞાન સાથે એનો અપ્રત્યક્ષ સંબંધ હોઇ શકે, કેમકે આ શકિતઓ મનની શુદ્ધિ, મનની શાંતિ, એકાગ્રતા અને ઇચ્છાશકિતને લીધે પ્રાપ્ત થાય છે, જે જ્ઞાન સિવાય પણ સમાધિ ઈત્યાદિના અભ્યાસથી સિદ્ધ થાય છે. જ્ઞાનથી મનની શુદ્ધિ તથા શાંતિ હોય છે જ. એકાગ્રતા તથા ઈચ્છાશકિત ઉપર પણ એની અસર થતાં એ સિદ્ધિઓ જ્ઞાનીમાં પણ દેખાવાનો સંભવ હોય છે. હઠયોગ, રાજયોગ, લયયોગ વગેરે મનની એકાગ્રતાનાં સાધનો છે. એકાગ્રતા થતાં શાંતિ પ્રાપ્ત થાય, પણ એ

શાંતિ હમેશની હોતી નથી. એકાગ્રતાનો અભ્યાસ બંધ પડતાં એ શાંતિ જતી રહે છે. જ્ઞાનથી પ્રાપ્ત થતી શાંતિ હમેશને માટે ટકે છે, કારણ જ્ઞાનનો કદી નાશ નથી.

મૌન અને સત્ય એ વાચિક તપ છે. એનાથી વાચાસિદ્ધિ થાય છે. એટલે એ જે બોલે તે ખરું પડે છે. અહિંસાવ્રતથી હિંસક પ્રાણીઓનો હિંસાભાવ જતો રહે છે. અસ્તેયથી સર્વ વસ્તુપ્રાપ્તિની સિદ્ધિ થાય છે. આવી રીતે અનેક પ્રકારનાં વ્રત અને તપથી અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. જ્ઞાનના અભાવમાં આ સિદ્ધિઓ પ્રાપ્ત થઈ શકે છે. આવી સિદ્ધિઓવાળો પુરુષ સિદ્ધ કહેવાય, જ્ઞાની, સંતમહાત્મા નહિ. જેમ શારીરિક અને માનસિક અસાધારણ શક્તિઓ જ્ઞાનીનાં અનન્ય લક્ષણ નથી, તેમજ અસાધારણ બુદ્ધિસામર્થ્ય પણ જ્ઞાનીનું અનન્ય લક્ષણ નથી. ષડ્દર્શન, ગીતા, ઉપનિષદ્, ભાગવત વગેરે ગ્રંથોનો ઉત્તમઅભ્યાસ, ઉત્તમવક્તૃત્વશક્તિ, સુમધુર વાચા, ઉત્તમ ગાયનશક્તિ, અપ્રતિમ વિદ્વત્તા વગેરે લક્ષણોથી જ્ઞાની, સંત સાબિત થઈ શકે નહિ. આ લક્ષણ જ્ઞાન વગર પણ હોઈ શકે. તેમજ અંતઃકરણના અસાધારણ પ્રેમ યા ભાવથી પણ સંત સિદ્ધ થઈ શકે નહિ. વાસનાક્ષય અને એથી થનારો નવા સંસ્કારોનો અભાવ તેમજ કામક્રોધાદિક વિકારનો અભાવ એજ સંતમહાત્માનું અનન્ય લક્ષણ છે. એનો પ્રેમ શુદ્ધ અને નિઃસીમ હોય છે.

## —૧૩—

# ઉપસંહાર

અજ્ઞાનને લીધે કામ કઠણ અને દુઃખદાયી બને છે અને જ્ઞાનથી કામ સરળ અનેસુખકર થાય છે.આ વાત જેટલી વ્યવહારમાં સાચીછે તેટલી જ પરમાર્થમાં પણ સાચી છે. જ્ઞાનયોગ, નવવિધાભક્તિયોગ, શરણાગતિયોગ, નામસ્મરણયોગ, કર્મયોગ વગેરે સર્વ સાધન સત્ય છે.દરેકથી ધ્યેયની પ્રાપ્તિ થઈ શકે છે. દરેક સાધનસુગમ પણછે,ફક્ત તે યથાર્થ જ્ઞાનપૂર્વક કરવું જોઇએ. જ્ઞાનયોગમાં ‘હું કોણ છું’ એનું જ્ઞાન, કર્મયોગમાં ‘કર્તાના જ્ઞાન સાથે કર્મ કેવી રીતે કરવું કે જેથી કરીને સુખ થાય અને દુઃખ ન થાય’ તેનું જ્ઞાન, ભક્તિયોગમાં ‘ભગવાનના અને પોતાના સ્વરૂપનું જ્ઞાન’ જો યથાર્થ થાય તોપછી એ દરેક યોગ સરળ અને સુખકર થઈ ધ્યેયની પ્રાપ્તિ અહીંયાં આ જન્મમાં જ થાય. સાધન કોઇ પણ હોય, પણ કર્તાનું જ્ઞાન તો અવશ્ય હોવું જ જોઇએ; તે સિવાય દરેક સાધન અનુસાર તેમના વિશેષ યથાર્થ જ્ઞાનની આવશ્યકતા હોય છે. તેથી અહીં પ્રથમ ‘કર્તાના સ્વરૂપનું’ અર્થાત્ ‘હું કોણ છું’ એનો સંક્ષેપમાં વિચાર કરીએ.

‘હું’માં શરીર, ઇંદ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ અને તે

સિવાય જન્મમરણ, સુખદુઃખ, કામ, ક્રોધ, લોભ, ભય, મોહ ઇત્યાદિ વિકારનું ભાન પણ થાય છે. આ બધાં વ્યક્તિગત જુદાંજુદાં હોવાથી એક વ્યક્તિ બીજી વ્યકિતથી જુદી દેખાય છે. આ સિવાય 'હું'માં એક બીજું તત્ત્વ હોય છે અને તે 'આનંદ' છે. આનંદ દરેક વ્યકિતમાં એક જ છે. એક રાજાના આનંદમાં તેમજ એક રંકના આનંદમાં ભેદ નથી હોતો. શરીર, ઈંદ્રિય, મન, બુદ્ધિ, પ્રાણ અને બીજા વિકારો એ બધા ઓછાવત્તા થનારા તેમજ નાશવંત છે; જ્યારે આનંદતત્ત્વ અવિકારી અને અવિનાશી છે. 'હું'નું ભાન દરેકને હમેશ હોય છે, તેનો નાશ થતો નથી. તેથી 'હું' એ આનંદતત્ત્વ જ હોવું જોઇએ. નાશવંત શરીર, ઇંદ્રિય, મન, બુદ્ધિ, પ્રાણ તેમજ કામક્રોધાદિ વિકાર 'હું' હોઈ શકે નહિ. અર્થાત્ હું ખરેખર આનંદતત્ત્વ જ છું. તેનું અસ્તિત્વ હમેશાં હોય છે તેથી તેને सत्, અને તેનું જ્ઞાન પણ હમેશાં રહેલું હોવાથી તેને चित् એમ કહે છે. હું અવિનાશી, અવિકારી, જ્ઞાનસ્વરૂપ આનંદતત્ત્વ છું. એને જ 'આત્મા' કહે છે. सत्, चित्, आनंद અથવા सच्चिदानंद પણ કહે છે. આ આપણા સ્વરૂપનો વિચાર થયો. આપણે આનંદસ્વરૂપ છીએ. આનંદ સિવાય આપણે અન્ય કંઇનથી. પૂર્ણ આનંદ જ છીએ, જેમાં કોઈ પણ વિકારને સ્થાન નથી. આપણે આનંદના જ બનેલા હોવાથી આનંદ એ આપણો ધર્મ છે, સ્વભાવ છે. ધર્મનો નાશ થતાં મૂળ વસ્તુ

જ નાશ પામે છે. પ્રકાશ એ સૂર્યનો ધર્મ છે તેથી પ્રકાશનો નાશ થવામાં સૂર્યનો નાશ છે. અલંકાર સુવર્ણના બનેલા છે, તેથી સુવર્ણનો નાશ થતાં જ અલંકારનો નાશ હોય છે. આપણે અવિનાશી એવા આનંદસ્વરૂપ હોવાથી એ આનંદનો કદી નાશ સંભવી શકે નહિ. શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિના વિકાર અથવા નાશથી આપણા આનંદ-સ્વરૂપમાં કોઈ પણ વિકાર યા નાશનો સંભવ નથી. તેમજ બહારની સૃષ્ટિમાં કાંઈપણ ફેરફાર થાય, એક પળે કરોડો રૂપિયા, સ્ત્રી, પુત્ર, ઘર વગેરે આપણી પાસે હોય અને બીજી પળે તે નષ્ટ થાય તોપણ આપણા આનંદસ્વરૂપમાં કોઈ પણ ફેરફાર થતો નથી. એટલે કે આપણો આનંદ પરાવલંબી યા સાપેક્ષ નથી.

વસ્તુસ્થિતિ આમ છે ત્યારે પ્રશ્ન થાય છે કે 'આપણને આ આનંદનો અનુભવ હમેશાં કેમ થતો નથી. 'આનંદનો લોપ કેમ લાગે છે?' તેનો જવાબ એ કે, 'રૂ સફેદ હોય છે પરંતુ તેને જ્યારે જુદા જુદા રંગોથી રંગવામાં આવે છે ત્યારે એનો મૂળ રંગ–સફેદી દેખાતી નથી; છતાં સફેદી તો ત્યાં હોય છે જ, તેનો નાશ થયેલો હોતો નથી. એના ઉપર લગાડેલો (આરોપિત) રંગ દૂર કરીએ તો સફેદી ફરી દેખાય છે. સફેદીનો નાશ થયો હોત તો લગાડેલો રંગ દૂર થતાં તે ફરી દેખાત નહિ. અર્થાત રૂની સફેદીનો નાશ કદી પણ થતો નથી, કારણ

કે સફેદી એ રૂનો ધર્મ છે, સ્વભાવ છે.' એવી જ રીતે આપણે આનંદસ્વરૂપ છીએ. આનંદ એ આપણો ધર્મ છે, સ્વભાવ છે તેથી તે આનંદનો નાશ કદી પણ થતો નથી. આનંદના અનુભવનો અભાવ કામક્રોધાદિ વિકારોને લીધે થાય છે. વિકારો દૂર થતાં જ આનંદનો અનુભવ થાય છે.

આ કામક્રોધાદિ વિકાર ત્યારે આવ્યા ક્યાંથી, થયા કેમ, અને તેમને દૂર કરવા શું કરવું જોઇએ, તેનો વિચાર કરીએ. અહીં પેલા રાજકુમારનું ઉદાહરણ યાદ લાવો. રાજકુમાર બીજાં બાળકો સાથે લખોટીઓ રમે છે, અને રમતમાં રમમાણ થઈ તલ્લીન થઈ જાય છે, લખોટીઓની જીતથી–લાભથી–તેને હર્ષ થાય છે અને હારથી-હાનિથી તેને દુઃખ થાય છે. અર્થાત્ લખોટીઓમાં તેને સુખદુઃખનો અનુભવ થાય છે. લખોટીઓનો સંગ્રહ જેટલો વધુ તેટલું સુખ વધુ એમ માને છે તેથી કરીને એને લખોટીઓનો લોભ થાય છે. લખોટી ઓછી થવાનો તેને ભય રહે છે. એને માટે એ અયોગ્ય વ્યવહાર કરે છે, જૂઠું બોલે છે, મારામારી, ચોરી વગેરે કરે છે, એમ કરતાં આડે આવે તેના ઉપર તે ક્રોધ કરે છે, તેનો દ્વેષ કરે છે. જેની પાસે વધુ લખોટીઓ હોય તેના ઉપર ઈર્ષ્યા કરે છે. તાત્પર્ય કે લખોટીઓમાં સુખ માનવાથી નાના પ્રકારના વિકાર તેના મનમાં થાય છે. અને એનું કારણ એ છે કે એ રમતમાં તલ્લીન થવાથી પોતે રાજકુમાર છે તે સત્ય ભૂલી જાય છે.

અયોગ્ય વ્યવહાર કરીને પણ અમુક પૈસાની કિંમતની જ લખોટીઓ એકઠી કરી શકે છે; પરંતુ તેની સંપત્તિ જોતાં તે સંચય કંઈ પણ વિસાતમાં નથી આવી જ રીતે જીવ સ્વયં આનંદસ્વરૂપ છે, આનંદનો જ ખજાનો છે, પરંતુ આ સંસારરૂપી રમતમાં પોતે એટલો તલ્લીન થઈ ગયો છે કે વિષયોના લાભ-હાનિથી પોતાને સુખીદુઃખી માને છે, અને પોતાનું સત્ય આનંદસ્વરૂપ ભૂલી જાય છે. વિષયોમાં સુખ માનવાથી તેમની એને કામના થાય છે અને તેથી નાના પ્રકારના વિકારો થાય છે. એને જો પોતાના પૂર્ણ આનંદસ્વરૂપનું ભાન થાય તોપછી વિષયોમાં સુખ શોધવાની તેની પ્રવૃત્તિ આપોઆપ બંધ થાય. અર્થાત બહારના વિષયો ઉપર આપણો આનંદ અવલંબિત ન હોવાથી તેમાં આપણી આસકિત નહિ રહે. વિષયોની કામના ન રહેવાથી તેનાથી ઉત્પન્ન થનારા વિકાર પણ સ્વાભાવિક રીતે નષ્ટ થશે.

શરીર પ્રારબ્ધ ભોગને માટે જ છે. અર્થાત્ તે ભોગ ભોગવ્યે જ છૂટકો છે, તેથી ભોગ માટે પ્રારબ્ધ પોતે જ પુરુષાર્થ કરાવશે. આથી તેવા ભોગ માટે જ આપણે પ્રવૃત્તિ કરવાનીછે,તેમાંથી આનંદપ્રાપ્તિના વિશેષ ભાવથી નહિ, પ્રારબ્ધ બળજબરીથી પ્રવૃત્તિ કરાવે છે તેથી જ દરેક પ્રવૃત્તિ કરવી પડે છે. પરંતુ તે સર્વ આપણે સામાન્ય ભાવથી કરવી જોઈએ. સામાન્ય ભાવથી પ્રવૃત્તિ કરવાથી

ક્રિયમાણ (નવા સંસ્કાર) થશે નહિ. આવી રીતે પ્રારબ્ધ-ભોગ સમાપ્ત થતાં ક્રિયમાણ ન હોવાથી નવા પ્રારબ્ધના અભાવે નવા જન્મનો સંભવ નથી.

જીવના સ્વરૂપનો આપણે જેમ વિચાર કર્યો તેવી રીતે ઇશ્વરના સ્વરૂપનો વિચાર કરતાં માલમ પડશે કે તેમનું સ્વરૂપ પણ સ્થૂલ શરીર ન હોતાં આનંદસ્વરૂપ જ છે. ઇશ્વર સર્વ જગતમાં આ અવ્યક્ત એવા આનંદસ્વ-રૂપથી જ વ્યાપેલા છે. આપણા હૃદયમાં પણ ભગવાન આ આનંદસ્વરૂપથી જ વસેલા છે. અંતઃકરણમાં અનુ-ભવાતા આનંદને આપણે શાંતિ કહીએ છીએ. અવ્યક્ત આનંદનું 'શાંતિ' એ વ્યક્ત સ્વરૂપ છે. ક્રોધાદિક વિકારોથી શાંતિને હૃદયમાંથી દૂર કરવી એ ભગવાનને દૂર કરવા બરોબર છે તેથી વિકારવશ થઈ શાંતિનો ભંગ ન થવા દેવો. અશાંત વૃત્તિને શાસ્ત્રો ભગવતાકાર વૃત્તિ કહે છે.

અંતઃકરણની વૃત્તિ શાંત રહેવી એ જ "આનંદાકાર યા બ્રહ્માકાર વૃત્તિ" છે. 'શાંતિ' એ 'આનંદ-સચ્ચિદાનંદ—બ્રહ્મનું મૂર્ત સ્વરૂપ છે' એવું જાણીને હમેશાં શાંત વૃત્તિ રાખવી એ જ બ્રહ્માકાર વૃત્તિ છે; અથવા શાંત રૂપથી ભગવાન હૃદયમાં બિરાજે છે એવા જ્ઞાનપૂર્વક સતત શાંતિ જાળવવાથી સતત ભગવાનનું સ્મરણ રહે છે. નામનો ઉચ્ચાર મુખથી થાય યા ન થાય તોપણ ભગવાનનું સતત સ્મરણ આવી રીતે રહ્યા કરે છે.

પ્રતિકૂળતાથી શાંતિનો ભંગ થાય છે. પરંતુ જો સ્વરૂપનું જ્ઞાન હોય તો પછી તેનાથી કદી પણ શાંતિનો ભંગ થશે નહિ, કારણકે આનંદ-શાંતિ એ તો આપણો ધર્મ-સ્વભાવ છે, તેથી તેનો ભંગ કદી પણ સંભવે નહિ. આ સંસાર નાટક અથવા લીલા છે તેથી આપણે ભાગે જે કોઇ પાઠ ભજવવાનો આવે એ આનંદપૂર્વક ભજવવો. એકવાર રાજાનો પાઠ હોય તો તે વખતે માનમરતબો મળે તો બીજી વખતે ભિખારીનો પાઠ હોય તો તે વખતે અપમાન મળે અને હડધૂત પણ થઇએ. તેમજ કોઈવાર બાળબચ્ચાં તથા સ્ત્રીવાળાનો પાઠ હોય ને બીજી વખતે તે વગરના થઈ જવાની સ્થિતિનો પાઠ હોય, તો પણ એકસરખી રીતે શાંતિ જાળવવી જોઇએ.

આમ જ્ઞાનમાર્ગ અનુસાર સતત બ્રહ્માકાર વૃત્તિ અથવા ભક્તિમાર્ગ અનુસાર સતત ભગવત્સ્મરણ સરળતાપૂર્વક થાય છે. મનની ચંચળતા દૂર થવાથી ને સ્થિરતા પ્રાપ્ત થવાથી રાજયોગનું રહસ્ય, પ્રાણ સ્થિર થવાથી હઠયોગનું રહસ્ય તથા પ્રાણસમ ચાલી પરમાનંદની પ્રાપ્તિ થવાથી કુંડલિયોગનાં રહસ્યપૂર્વક પૂર્ણતા પ્રાપ્ત થાય છે.

જ્ઞાનયોગ, ભક્તિયોગ અને કર્મયોગમાં જે જાણવાનું જરૂરી છે તે ટૂંકમાં ઉપર જણાવ્યું તે જ છે. એ સિવાય આ સંબંધી ઘણું બીજું જ્ઞાન હોય, પણ તે બધુંય તદ્દન આવશ્યક નથી; બીજાને સમજાવવા માટે તે ભલે ઉપ-

યોગી હોય, પણ પોતાને માટે તો ઉપર જેટલું કહ્યું છે તેટલું જ જરૂરનું છે; અને તે જ્ઞાનના અભાવે બીજું કેટલુંય જ્ઞાન હોય તોપણ તે યથાર્થ જ્ઞાન નહિ કહેવાય; અને બીજા જ્ઞાનના અભાવે અહીં આપ્યું છે તેટલું જ જ્ઞાન હોય તો તે યથાર્થ જ્ઞાન છે, જેથી સાધન સરળ થઈ ધ્યેય અવશ્ય પ્રાપ્ત થશે. ભક્તિયોગમાં ભગવાનનું સતત સ્મરણ કેવી રીતે થાય છે તે ઉપર બતાવ્યું જ છે. હવે ભક્તિ-યોગનાં બીજાં અંગોનો પણ થોડો વિચાર કરીએ.

'હું પોતે આત્મસ્વરૂપથી બધામાં વિલસી રહ્યો છું, સર્વ મારૂં જ સ્વરૂપ છે' એ જ્ઞાનનો અર્થ એ થયો કે હું આ એક મર્યાદિત શરીર નથી, પરંતુ અખંડ સર્વ બ્રહ્માંડ છું અને મારૂં હિત એટલે એક મર્યાદિત શરીરનું હિત નહિ પરંતુ સર્વ બ્રહ્માંડનું હિત. તેથી મારે જે કંઇ કર-વાનું હોય તે બધાને માટે હોય. બધાને માટે કામ કરવું એ જ સર્વ–ભગવાનની સેવા છે. મારો મારા ઉપરનો પ્રેમ અમર્યાદિત ને સ્વાર્થરહિત હોય એ સ્વાભાવિક છે. પણ અહીં 'હું' કહેવાથી 'સર્વ એટલે ભૂતમાત્ર' ને 'સર્વ એટલે ભગવાન' તેથી ભગવાન ઉપરનો મારો પ્રેમ પણ અમર્યા-દિત ને સ્વાર્થરહિત છે. આ જ 'પરા ભક્તિ' કહેવાય છે.

હવે થોડુંક 'સમર્પણ'નું આવશ્યક રહસ્ય જોઇએ. આપણે જે અર્પણ કરીએ તેની માલિકી આપણી રહેતી નથી, તેથી તે સંબંધી મમત્વ ન હોવાથી આપણે તેમાં

ઉદાસીન અર્થાત્ નિર્લેપ રહીએ. આપણે જે કાંઈ કર્મ કરીએ તે ભગવાનને અર્પણ કરીએ તો તેનો અર્થ એમ થયો કે તે કર્મના ફળ ઉપર આપણો કોઈપણ જાતનો અધિકાર રહેતો નથી. અર્થાત્ એ કર્મથી કંઇ પણ લાભહાનિ થાય તો તેની અસર આપણા ઉપર ન થતાં આપણું સમત્વ જળવાઈ રહે. લાભહાનિમાં આવી રીતે આસકિત ન રહેતાં કર્મ બંધનકારક થશે નહિ અને આપણે મુકત થઇશું.

હવે 'શરણાગતિ'ના મુદ્દાઓ વિચારીએ. જીવ અલ્પજ્ઞ અને અસમર્થ છે, ભગવાન સર્વજ્ઞ અને સર્વસમર્થ છે, અને ભગવાન સિવાય એવો બીજો કોઈ નથી. માયા –મોહ–થી તરવું ઘણું જ અઘરૂં છે, તેથી અજ્ઞ અસમર્થ જીવે સર્વજ્ઞ સર્વશકિતમાન ભગવાનની જ અનન્ય શરણાગતિ લેવી રહી. એ સિવાય માયામાંથી છૂટવાનો બીજો ઉપાય જ ન હોવાથી તેમાં આપણો સર્વ ભાવ હોવો જોઇએ. આવી રીતે સર્વ ભાવથી ભગવાનને શરણે જતાં ભગવાન અવશ્ય શરણાગતને બુદ્ધિયોગ આપે છે. જ્ઞાન-દીપ પ્રગટ થતાં જ અજ્ઞાન રૂપી અંધકાર નાશ પામે છે. ઉપર જણાવેલા 'શરણાગતિ રહસ્ય'ના મુખ્ય મુદ્દાઓ છે. એ જો આપણે પૂરેપૂરા સમજ્યા હોઇએ અને તે પ્રમાણે આપણું વર્તન યથાર્થ હોય તો પછી આપણને ખરેખર બીજા કોઈ પણ સાધનની ચિંતા કરવાની હોતી નથી. બધું કંઈ ભગવાન જ કરે છે. પરંતુ આપણે જે કંઇ

સમજયા છીએ તે આચરણમાં મૂકતાં ભૂલો થાય છે. તેનું ઉદાહરણ લઈએ. માનો કે આપણી પત્ની ઘણી બીમાર છે, આપણે ભગવાનને પ્રાર્થીએ છીએ કે 'ભગવાન હું તારો છું, મારી લાજ રાખ. હું દીન છું, આપ દીનદયાળ છો, મારી વહારે ધાજો ' આમ પ્રાર્થના કરતાં છતાં પત્નીને આરામ ન થતાં શરીર છૂટી જાય તો આપણે માનીએ છીએ કે 'ખોટું થયું. નાના બાળક તરફ ભગવાને જોયું હોત તો ઠીક થાત વગેરે.' આ બધું શરણાગતિ તત્ત્વની વિરુદ્ધ છે. આપણે અજ્ઞ છીએ, અસમર્થ છીએ, અને ઈશ્વર સર્વજ્ઞ, સર્વસમર્થ છે તેથી તે કદી પણ ભૂલ કરે જ નહિ. જે કંઈ તે કરે છે તે સારૂં જ કરે છે એ તત્ત્વની વિરુદ્ધ આપણું વર્તન થયું. સ્ત્રીનું શરીર છૂટવાથી ખોટું થયું એ અજ્ઞાની જીવે જ નક્કી કર્યું હતું.

વધારેમાં વધારે તો આપણે ભગવાનને એટલી જ પ્રાર્થના કરી શકીએ કે 'મારી અલ્પબુદ્ધિ પ્રમાણે મને લાગે છે કે પત્નીને સારૂં થાય તો ઠીક, પછી આપ કરો તે ખરૂં. અમારૂં હિત આપ વધારે સમજો છો! પછી જે કંઈ થાય તેનો જરાપણ શોક કરવાનો રહેતો નથી. 'ભગવાન સર્વ કંઇ સારૂં જ કરે છે' એ શ્રદ્ધામાં જરાપણ ફેર પડવો જોઇએ નહિ. જો ફેર પડે તો શરણાગતિ યોગનું ફળ કદીપણ પ્રાપ્ત થઇ શકશે નહિ. આપણો મત અને આપણી ઇચ્છાઓ આપણે ભગવાન ઉપર લાદી

શકીએ નહિ. અર્થાત્ 'આમ કરો અને તેમ કરો' એમ ભગવાનને આજ્ઞા કરી શકીએ નહિ.

આ પ્રમાણે ભગવત્પ્રેમ ને સેવારૂપી ભક્તિયોગ, સમર્પણયોગ ને શરણાગતિ યોગના આવશ્યક મુદ્દાઓ ટૂંકમાં જોયા એ જ રહસ્ય છે એટલું ધ્યાનમાં બરાબર આવી જાય તો ધ્યેય અવશ્ય સરળતાપૂર્વક સાધ્ય થાય.

જ્ઞાનીને પોતાના સ્વરૂપનું–આનંદસ્વરૂપનું જ્ઞાન હોય છે. અર્થાત્ પોતે પૂર્ણ આનંદસ્વરૂપ હોવાથી તેનું સુખ, તેનો આરામ (વિશ્રાંતિ) પોતાના સ્વરૂપમાં જ હોય છે. તેની તૃપ્તિ યા સંતોષ પણ પોતામાં જ હોય છે. તેનું સુખ બહારના વિષયો પર અવલંબિત હોતું નથી, તેથી તેને 'કરવું જ જોઈએ' એવું કંઈ પણ હોતું નથી અર્થાત તેને કોઈ પણ કાર્યથી સ્વાર્થ નથી તેમજ તે સાથે કોઇ પણ કાર્ય ન કરવાથી પણ તેને સ્વાર્થ નથી, એટલે કે પ્રારબ્ધવશાત્ જે કંઈ કરવાનું તેને સાંપડે તે તે કરે છે. કાર્ય અથવા અકાર્યનો તેને આગ્રહ નથી.

આત્મા પોતે તો ખરેખર અકર્તા છે. પ્રારબ્ધની બનેલી પ્રકૃતિને લીધે બધાં કર્મો થાય છે તેથી કર્મના ફળનાં લાભહાનિથી તે નિરપેક્ષ રહેવાથી તેની સમતા સ્વાભાવિક રીતે જળવાય છે. પોતે એટલે આત્મા જ સર્વ રૂપે છે એમ જાણીને સમગ્ર ભાવથી સર્વને માટે (યજ્ઞરૂપે) ક્રિયા કરવાથી સ્વાર્થનો–અહંકારનો નાશ થતાં

કર્મ બંધનરૂપ રહેતું નથી.

માણુસ પોતે આનંદસ્વરૂપ હોવાથી તેને વિષયની કામનાઓ રહેતી નથી, અને કામનાઓના અભાવમાં તેથી થનારા રાગદ્વેષ તેમજ ક્રોધ, લોભ, ભય, ઈર્ષા વ. વિકારો પણ થતા નથી. એને જે કંઈ મળે તેનાથી તે સંતોષ માને છે. કોઈ પણ પ્રકારનો તેને ઉદ્વેગ હોતો નથી, તેની શાંતિ અવિચળ અને સમુદ્રની માફક પૂર્ણ ભરેલી હોય છે. નિંદા, સ્તુતિ, માન, અપમાન, સુખદુઃખ, લાભ, હાનિ, ટૂંકામાં કોઈપણ પ્રકારની અનુકૂળતાપ્રતિકૂળતાથી તેનીશાંતિનો ભંગ થતો નથી. સ્વરૂપનું જ્ઞાન હોવાથી તેને બીજા કોઇ પણ કૃત્યથી ઉદ્વેગ થતો નથી; તેમજ એનાં પોતાનાં કૃત્યો પણ એવાં હોય છે કે જેથી બીજાને ઉદ્વેગ થાય નહિ.

એને કોઈ પણ પ્રકારની આસક્તિ હોતી નથી. જગત્‌ને ધર્મશાળા સમજે છે, ઘરમાં અતિથિ જેવો રહે છે, અર્થાત ઘરમાં કંઈ પણ થાય તોપણ તે નિર્વિ-કાર હોય છે. તે મમત્વ અને અહંકાર વિનાનો હોય છે.

તાત્પર્યઃ માણુસ આનંદસ્વરૂપ જ છે એ ભૂલી જઈ વિષયોમાં સુખ માને છે અને તેથી કામક્રોધ, લોભ, ભય આદિ વિકારો ઉત્પન્ન થાય છે. અર્થાત જ્યાં સુધી પોતાના આનંદસ્વરૂપનું ભાન થતું નથી ત્યાં સુધી એ વિકારો રહેવાના જ. કોઈપણ એક જ્ઞાનેન્દ્રિય નકામીથતાં બીજી જ્ઞાનેન્દ્રિયો બળવાન બને છે તેમ એ વિકારોમાંથી એક

એને બળજબરીથી દાબી દેતાં બાકીના વિકારો અતિ-બળવાન થાય છે. ઘણા તપસ્વીઓ કામને જીતવા જતાં ભયંકર ક્રોધના ભોગ બન્યા જાણ્યા છે. વિકારોને દૂર કરવાનો પ્રયત્ન એ ઝાડનાં એક એક પાનને તોડવા બરાબર છે. આમ કરતાં સર્વ પાન તોડવા માટે ઘણો લાંબો સમય જોઈએ. અને બીજી બાજુ નવાં પાન ફૂટતાંજ જાય છે. જ્યાં સુધી મૂળ વાટે જમીનમાંથી વૃક્ષને રસ (જીવન) મળે છે ત્યાં સુધી પાંદડાનો નાશ અશક્ય છે. તેથી ખરો ઉપાય તો મૂળનો નાશ કરવામાંજ છે. મૂળનો નાશ થવાથી નવો રસ ન મળતાં સર્વ પાંદડાં થોડો વખત રહેતાં ભલે દેખાય પરંતુ પરિણામે ટૂંક મુદતમાં આપોઆપ એકીસાથે ખરી પડે છે. તેમજ જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી વિકારો-માંથી એક એક ઓછા કરવાનો પ્રયત્ન કરીએ તો પણ અજ્ઞાનનું જીવન મળતું હોવાથી નાના વિકાર ફૂટવાના જ. પરંતુ જો મૂળરૂપી અજ્ઞાનનો જ નાશ કરવામાં આવે, અર્થાત્ આનંદસ્વરૂપનું જ્ઞાન થાય અને વિષયોમાં સુખ છે એ અજ્ઞાન દૂર થાય તો જ તેનાથી ઉત્પન્ન થનારા વિકારો ભલે થોડો વખત રહે પરંતુ છેવટે આપોઆપ સ્વાભાવિક રીતે જ દૂર થાય છે. અજ્ઞાનીને કામ, ક્રોધ, ભય ઈત્યાદિ વિકારોને દૂર કરવાનું અશક્યવત્ લાગે છે, પરંતુ જ્ઞાનીને એ સ્વાભાવિક થઈ જાય છે.

પોતે આનંદસ્વરૂપ છે એમ સમજી તે પ્રમાણે વર્તતાં

ઉપર જણાવ્યા પ્રમાણે વિકારો દૂર થાય છે, એ જ્ઞાનયોગની સિદ્ધિ થઇ. હવે એ આનંદસ્વરૂપ આત્મા જ નાના રૂપથી સર્વ બ્રહ્માંડ વિશે વિલસી રહ્યો છે, અર્થાત 'હું' કહેતાં આ મર્યાદિત શરીર નહિ, પરંતુ અખંડ સર્વ બ્રહ્મનું સ્ફુરણ થાય તો હાલ એક વ્યક્તિના હિત માટે જે કંઇ આપણે કરીએ છીએ તેને બદલે બધાંનાં હિત માટે સર્વ કાંઇ કરીશું. આમ થતાં આપપર, ભેદભાવ, સ્વાર્થ, મોહ, મમતા, અહંકાર વગેરે નાશ થઈ પ્રેમ, સમત્વ, ન્યાય, સત્ય, અહિંસા, અસ્તેય, અપરિગ્રહ વગેરે સામાજિક ગુણોનો વિકાસ સ્વાભાવિક થાય છે. તેને માટે કંઈ પણ ખાસ પ્રયત્ન કરવો પડતો નથી. પોતે જ ભગવત્સ્વરૂપે વસ્તુમાત્રમાં વ્યાપ્ત છે એમ અનુભવતાં સર્વ ઉપર પ્રેમ થાય છે, સર્વની મન, વાણી અને શરીરથી સેવા થાય છે એ જ સર્વ (ભૂત માત્ર) ભગવતસ્વરૂપ હોવાથી ભગવાનની ખરી ભક્તિ છે. આ રીતે ભક્તિ પરાકાષ્ઠાએ પહોંચે છે. અહીં પ્રેમ નિર્હેતુક અર્થાત્ સ્વાભાવિક અને નિઃસીમ હોય છે.

જ્ઞાન થતાં જ્ઞાની સ્વભાવનિયુકત કર્મ નિર્હેતુક, આસકિત વિના કરતો હોવાથી કર્મયોગની પરાકાષ્ઠા તો સ્વાભાવિક જ હોય છે. આમ જ્ઞાનીનું જ્ઞાન, ભકિત ને કર્મ એ ત્રણેનું પરાકાષ્ઠાનું આચરણ સ્વાભાવિક, વગરપ્રયાસે થાય છે. જ્ઞાનીનું ચરિત્ર જ સાચું શાસ્ત્ર હોય છે; અર્થાત્ શાસ્ત્રવચનના નિર્ણયમાં જ્ઞાનીનું આચરણ જ પ્રમાણ છે.

# આનંદમય જીવનનું રહસ્ય

## જ્ઞાનયોગ

### સ્વરૂપ જ્ઞાન

હું અવિકારી, અવિનાશી આનંદ સ્વરૂપ છું.

'શાંતિ' એ અંતઃકરણમાં અનુભવાતું એ જ આનંદનું સ્વરૂપ છે. અર્થાત્-આનંદ-શાંતિ-એ મારો ધર્મ-સ્વભાવ-છે. એ વગર હું કોઇ પણ ક્ષણે રહી શકું નહિ.

તેથી

આનંદપ્રાપ્તિ માટે વિષયોની જરૂર રહી નહિ.

વિષયોની કામના દૂર થતાં તેમાંથી ઉત્પન્ન થનારા રાગ-દ્વેષ, લોભ, ભય, ક્રોધ, ઇર્ષ્યા વગેરે વિકારો દૂર થાય છે.

લક્ષણ

હમેશાં વાસના (કામના) વગરની અને તેથી વિકાર વગરની શાંત સ્થિતિ.

અભ્યાસ

હમેશાં શાંતિ જાળવવાનો પ્રયત્ન કરવો. અશાંતિનાં કારણોનો સંપૂર્ણ વિચાર કરી તેમને દૂર કરવાં.

'એ આનંદ તત્ત્વ જ સચ્ચિદાનંદ બ્રહ્મ છે'. એ જ્ઞાનપૂર્વક વૃત્તિને શાંતિમાં રાખવી એ જ બ્રહ્માકાર વૃત્તિ રાખવી.

### પ્રારબ્ધ (પ્રકૃતિ-સ્વભાવ)

ગયા જન્મના અતિ દૃઢ સંસ્કાર (પ્રારબ્ધ)ના ભોગ માટેનું જ બનેલું આ શરીર હોવાથી જ્ઞાન થતાં પણ પ્રારબ્ધના ભોગ ભોગવ્યે જ છૂટકો છે.

તેથી

પ્રારબ્ધ ભોગ માટે ઇચ્છા અને પ્રયત્ન થવાના જ.

પરંતુ

ભોગમાં આસક્તિ ન હોવાથી કામના (વાસના) થશે નહિ.

તેથી

ચિંતા તેમજ લોભ, ભય વગેરે વિકારો થશે નહિ.

લક્ષણ

ચિંતા, કામના તેમજ તેનાથી થતા વિકાર વિનાની સ્થિતિ.

અભ્યાસ

કદી પણ ચિંતા ન કરવી. ઇચ્છા અને કામનાનો વિવેક કરી કામના ન થવા દેવી. (કામના હોય તો વસ્તુનાં લાભ હાનિથી હર્ષ શોક થાય છે.)

## ભક્તિયોગ

### ભગવત્ પ્રેમ અને સેવા

'હું' કહેતાં આ મર્યાદિત શરીર નહિ પરંતુ અખંડ સર્વ બ્રહ્મ.

તેથી

સર્વના હિત માટે જ માનસિક, વાચિક, શારીરિક ક્રિયાઓ થાય.

અર્થાત્

1 મનથી સર્વનું હિત ચિંતવું.
2 વાણીથી દરેકને હિતકર અને પ્રિય બોલવું.
3 શરીરથી સર્વની-ભૂતમાત્રની સેવા કરવી.

તેથી

સર્વ જોડે આનંદથી એટલે પ્રેમથી વર્તવું.

'પ્રેમ' એ આનંદનું જ વ્યવહારમાં અનુભવાતું પ્રત્યક્ષ સ્વરૂપ છે.

અર્થાત્

આનંદ=સચ્ચિદાનંદ બ્રહ્મ=ભગવાન=પ્રેમ.

તેથી

સર્વ ઉપર પ્રેમ કરવો. સર્વની મન, વાણી અને શરીરથી સેવા કરવી એ જ સર્વ (ભૂત માત્ર) ભગવત્ સ્વરૂપ હોવાથી ભગવાનની ભક્તિ.

અહિં પ્રેમ નિઃસ્વાર્થી અર્થાત્ સ્વાભાવિક અને નિઃસીમ હોય છે.

લક્ષણ

પ્રેમમય જીવન અને સર્વના હિત માટેનું માનસિક, વાચિક અને શારીરિક વર્તન.

અભ્યાસ

ઉપર પ્રમાણે વર્તવાનો પ્રયત્ન.

### ભગવત્ સ્મરણ

ભગવાનનું સ્વરૂપ આનંદ-શાંતિ હોવાથી હૃદયમાં ભગવાનને શાંતિ સ્વરૂપે અનુભવવું આમ થતાં ભગવાનનું સતત સ્મરણ રહેશે.

વાણીથી જ નામોચ્ચારની ખાસ જરૂર રહેતી નથી.

લક્ષણ

હમેશાં શાંત સ્થિતિ.

અભ્યાસ

હમેશાં હૃદયમાં શાંતિ જાળવી ભગવાનનું સતત સ્મરણ કરવું.

### શરણાગતિ

જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી જીવને માયામાંથી બચવા માટે ભગવાનની સહાયની હમેશાં જરૂર રહેવાની જ.

તેથી

તે માટે શુદ્ધ નિષ્કપટ એવા સર્વભાવથી ભગવત્ શરણાગતિ સ્વીકારવી.

લક્ષણ

શરણાગત જાણે છે કે ભગવાન સર્વજ્ઞ અને સર્વસમર્થ હોવાથી તે જે કંઈ કરે છે તે સર્વ સારૂં જ કરે છે.

તેથી

નિશ્ચિંત અને શાંત સ્થિતિ.

અભ્યાસ

ભગવાનનો કૃપા પ્રવાહ અખંડિત વહ્યા કરે છે તેનું સતત અવલોકન કરવું, તેથી ભગવાન ઉપરની શ્રદ્ધા (ભક્તિ) વધશે.

## કર્મયોગ

જીવ પોતે આનંદ સ્વરૂપ હોવાથી આનંદ પ્રાપ્તિનો હેતુ કોઇપણ કર્મમાં ન હોવાથી ફળમાં આસક્તિ હોતી નથી. કેવળ પ્રારબ્ધ વશાત્ કર્મ નિર્હેતુકપણે સ્વાભાવિક થાય છે.

આ જ કર્મયોગ.

લક્ષણ

કર્મનું ફળ કંઈપણ આવે તો તેથી નિરપેક્ષ હોવાથી કર્મના ફળની લાભ હાનિમાં સમતા.

તેથી

શાંત સ્થિતિ.

અભ્યાસ

સ્વરૂપ જ્ઞાનથી આસક્તિ-રહિત થઇ પ્રારબ્ધ-સ્વભાવથી કર્મ કરવું.

તેથી

પોતે કેવળ સાક્ષી છે, કર્તા નથી એમ સતત જોવું.

---

આવી રીતે સર્વ જીવન જ યોગ છે. શાંતિ હમેશાં જળવાતાં મન સ્થિર રહે છે, એ રાજયોગનું રહસ્ય; તેમજ પ્રાણ સ્થિર રહે, એ હઠયોગનું રહસ્ય; અને પ્રાણ સમ રહી પરમાનંદનો (પવિત્ર શાંતિનો) અનુભવ એ કુંડલિની યોગનું રહસ્ય સ્વાભાવિક પ્રાપ્ત થાય છે. જીવનમાં વિના પ્રયાસે સ્વાભાવિક આનંદ રહે છે. આ જ આનંદમય જીવનનું રહસ્ય.